## ઉરતન્ત્ર અને નાટ્યકલા

શિષ્ટ વર્ગે સત્કારેલો-નાટ્યકલાની શાસ્ત્રીય મીમાંસા કરતો, અપૂર્વ વિસ્તૃત નિબન્ધ; અને હૃદય ત્રિપુટીનો વાસ્તવિક રીતે ઉકેલ કરતું કરુણાન્ત સાંસારિક નાટક. કિં. રૂા. ૧.

લે. ર. ન. વકીલ



## પ્રણય કાવ્યો

પ્રણયના વિવિધ પ્રસંગો, વિચારો અને ભાવોનો સુન્દર અપૂર્વ સચિત્ર કાવ્યસંગ્રહ. કિં. રૂા. ૧ાા.

પ્રયોજક-ર. ન. વકીલ

-: મળવાનાં સ્થળ :-

આર. આર શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ. ૨.

ગૂર્જર ગ્રન્થ રત્ન કાર્યાલય ગાંધી રોડ, અમદાવાદ

અથવા

રમણલાલ નરહરિલાલ વકીલ.

માઉન્ટ પ્લેઝન્ટ; અન્ધેરી

તા. ક. ઉરતન્ત્ર અને નાટ્યકલા; પ્રણય કાવ્યો, અને નલિની પરાગ ત્રણે પુસ્તકો સાથે મંગાવનારને ર. ન. વકીલ; અન્ધેરી એ સરનામે રૂા. ૪. માં મળશે

# નલિની પરાગ

"પ્રેમ-ત્યાગ"

પ્રયોજક

નલિન મણિશંકર ભટ્ટ બી. એ;
શીતલા માતાની શેરી, વલસાડ.

પ્રકાશક
રમણલાલ નરહરીલાલ વકીલ બી. એ;
ફેલો, વિલ્સન કોલેજ, મુંબઇ ૭.

रसमयं सकलं कविवैभवम्

મુદ્રક: બિહારીલાલ ઇચ્છાલાલ મામલતદારના,
મુદ્રણસ્થાન: ઈચ્છાલાલ અમૃતલાલ મામલતદારના એન્ડ સન્સ
શ્રી જ્ઞાનોદય ઇલેકટ્રીક પ્રીન્ટીંગ પ્રેસ, નવા દહેરારોડ સુરત.

આવૃત્તિ પ્હેલી ] [ પ્રત ૭૫૦



સૂચના :—

આ પુસ્તક સમ્બન્ધી બધો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો.

નલિન મ. ભટ્ટ
C/o રમણ ન. વકીલ બી. એ;
માઉન્ટ પ્લેઝન્ટ, અન્ધેરી.

# પ્રસ્તાવના

આ કાવ્યનો સંગ્રહ રસજ્ઞ ગૂજરાત સમક્ષ રજુ કરતાં મ્હને અત્યન્ત આનન્દ થાય છે. અત્યારસુધી The Wilsonian શિવાય બીજે કોઇ પણ ઠેકાણે આ સંગ્રહમાંના કાવ્યો પ્રસિદ્ધ થયા નથી. ધાર્યું હોત તો આ પ્હેલાંજ ગુજરાતને આમાંનાં કાવ્યોનો આછોવત્તો પરિચય કરાવી શક્યો હોત. પરન્તુ કેટલાક સંજોગોને લીધે તેમ ન કરી શક્યો. છેવટે કેટલાક અંગત મિત્રોની સતત પ્રેરણા તથા આગ્રહને પરિણામે આ સંગ્રહ પ્રકાશમાં આવે છે.

કવિતા વિષે ઘણું લખાયું છે છતાં હજી એવું લખાવાની જરુર છે કે જેથી પ્રાચીન જળવાય અને અર્વાચીન સ્વીકારાય-યુગે યુગે થતા ફેરફારોને યોગ્ય આવકાર મળે અને તેમ છતાં કેટલીક જૂની ન્યાય્ય મર્યાદાઓને અન્યાય ન થાય. નવું નજ સ્વીકારાય એમાં શ્રદ્ધાજાડ્ય છે—જગતની વિચિત્રતાનો પ્રતિષેધ છે, વિકાસના નિયમની અવગણના છે અને જાણીબુઝીને બુદ્ધિને અવિકસિત રાખવાનો મિથ્યા આગ્રહ છે. તેમજ જૂનું છે માટેજ અગ્રાહ્ય છે એ માન્યતામાં યુગયુગના અનુભવોને અવગણવાની હલકી વૃત્તિ છે—છીછરાપણું છે—ડહાપણનું અજીર્ણ છે-પ્રગતિનો અભાસ છે. કુદરત આટલી પુરાણી છે છતાં કેટલી નૂતન ભાસે છે? એના મૂળ સ્વરૂપમાં ફેરફાર નથી. છતાં ગયાકાલે હતી તે આજે નથી. કુદરત પુરાણપ્રિય નથી છતાં જૂનું છોડયા શિવાય નૂતન રહી શકે છે.

કવિતા વિષે પણ તેમજ છે. એના સર્જનકાળથી માંડી આજ સુધી એના આન્તરસ્વરૂપમાં એકતારતા જળવાઇ રહેલી છે. બાહ્યસ્વરૂપમાં અનેક સારા નરસા, યુગયુગની જરુરીઆત મુજબ થવા ઘટતા ફેરફારો થયા છે અને થવાજ જોઇએ. કઇ પ્રજાનું સાહિત્ય કવિતામાં રસાત્મકતાનો ઇન્કાર કરે છે?-અને છતાં કઇ પ્રજાએ તેનું બાહ્યસ્વરૂપ અવિકૃતપણે જાળવ્યું છે?

આમ હોઈ હાલના સાહિત્યની બંડખોરવૃત્તિ જોઈ પ્રાચીનોને ચમકવાની જરુર નથી તેમજ આ યુગની ક્ષણજીવી નૂતનતાઓથી અર્વાચીનોને અંજાઇ જવું યોગ્ય નથી. ફેરફારોની ઉચિતતા વા અનુચિતતાનો પ્રશ્ન નિરાળો છે. એનો જવાબ આગામી યુગો આપી શકે.

યુગયુગ વચ્ચે આ કાળકૃત માનસભેદ હોવા છતાં મ્હને લાગે છે કે પ્રાચીનો તથા અર્વાચીનો વચ્ચે કવિતાની બાબતમાં કેટલીક વાતો શિવાય ખાસ તાત્ત્વિક ભેદ નથી. જે તત્ત્વોની આજે આપણે વિસ્તારપૂર્વક વિચારણા કરીએ છીએ તેની તેમણે સંક્ષેપમાં ચર્ચા કરી છે. સમાસ વા સૂત્રપદ્ધતિ થઇ તે પૂર્વે તેમણે પણ આપણી માફકજ કવિતાના વિધવિધ અવયવો ઉપર પૂર્ણ ચર્ચાઓ કરી હતી અને એ ચર્ચાઓને પરિણામે તેઓએ મૂલભૂત ગૂઢ સિદ્ધાન્તો તારવ્યા છે. એટલે આ દૃષ્ટિએ જોતાં—વ્યાસપદ્ધતિ સમાસપદ્ધતિની પૂર્વગામી હોવાથી—આપણું સાહિત્ય હજી જોઇએ તેવું—તેટલું ખેડાયું નથી. તેઓની વ્યવસ્થિત પૂર્ણતાનો આપણામાં અભાવ છે. એટલે મ્હને લાગે છે કે આપણા યુગની નવીનતાઓ બાદ કરતાં આપણી અને તેમની પદ્ધતિમાં બહુ ફેર નથી. ઊંડા ઊતરી વિવેકબુદ્ધિથી જોતાં તેઓએ શોધેલાં તત્ત્વોમાં આપણા તત્ત્વોનો સમાવેશ થઇ જાય છે. અલબત્ત પ્રાચીનમાં શુદ્ધિને અવકાશ છેજ.

આ દૃષ્ટિએ કવિતાના બે પ્રકારનાં લક્ષણો અપાય. સ્વરૂપ-લક્ષણ અને તટસ્થ લક્ષણ. પ્હેલામાં રસાત્મકતાનો સમાવેશ થાય. રસનું વર્ણન થયું છે છતાં રસ ઓછાવત્તા પ્રમાણમાં અનુભવરૂપ હોઈ સમગ્રતાની દૃષ્ટિએ એ અનિર્વાચ્ય છે. આનન્દ એ આત્માનો સ્વભાવ હોવાથી કવિતામાં 'सद्यः परनिर्वृत्तिः' જ હોય અને તેથીજ કવિનિર્મિતિ બ્રહ્મસૃષ્ટિથી વિલક્ષણ છે. કવિતાના તટસ્થલક્ષણની માન્યતામાં યુગેયુગે ફેરફાર થવા છતાં સ્વરૂપલક્ષણ એકરૂપ રહે છે. એનો મૂળધ્વનિ બદલાતો નથી.

એજ દૃષ્ટિથી તટસ્થ લક્ષણ વિષે પણ આપણે સામાન્યપણે કહી શકીએ કે નિર્દોષ શબ્દ અને અર્થ કાવ્યનું શરીર છે. ગુણો રસનો ઉત્કર્ષ સાધે છે. અલંકાર શરીરને શોભાવે છે. અલંકાર અનિવાર્ય ન હોઇ, હોય તો આવકાર લાયક છે. સામાન્ય રીતે અલંકારનો વિરહ ક્વચિત્ જ હોય છે.

જરા ઊંડે ઊતરી તપાસતાં માલમ પડશે કે આજે આપણે જે પદ્ધતિથી એક કૃતિનું પરીક્ષણ કરીએ છીએ તેમાં આપણે જાણ્યે અજાણ્યે પણ આજ તત્ત્વોનું અવલમ્બન સ્વીકારીએ છીએ. સમાલોચના ની માનસિક ક્રિયાનું સૂક્ષ્મ પૃથક્કરણ આપણે નથી કરતા-પ્રાચીનોના ગ્રન્થોનો અભ્યાસ નથી કરતા-તેમના પારિભાષિક શબ્દો બહુ ઓછા વાપરીએ છીએ એટલે આપણે આપણામાં નવીનતા જોઇએ છીએ. બાકી એક કૃતિનો સંપૂર્ણપણે રસ માણવા પ્હેલાં પરોક્ષ રીતે પણ આ બધી બાબતોનો વિચાર થઇ જાય છે. એક શ્લોકમાં ફક્ત અલંકાર કયો છે એ શોધવા પ્હેલાં આપણે કાવ્ય કેટલી રીતે તપાસવું પડે છે એનો જો સૂક્ષ્મતાથી વિચાર કરીએ તો ઉપરના કથનનું સત્ય જણાશે.

અલબત્ત આજની સમાલોચનાની પદ્ધતિ વધારે સુન્દર છે. એની દૃષ્ટિ વધારે વિશાળ-વ્યાપક છે. એક કૃતિનો ત્હેના કર્તા સાથે કેવો ઘનિષ્ઠ સંબન્ધ છે એટલે કે સર્જકના વ્યક્તિત્વનો પ્રશ્ન-વિશાળ માનવસમાજ ઉપર એક કૃતિની સ્થાયી અસરનો-માનવજીવનને ઉન્નત કરવામાં તે કૃતિના ફાળાનો-જુદી જુદી પ્રજાના વિવિધ માનસોનો પરસ્પર સંપર્ક થતાં આખીએ માનવસૃષ્ટિ કઇ દિશામાં કૂચ કરી રહી છે તેનો-અને એ બધા ઉપરથી એકંદરે માનવસંસ્કૃતિની શિષ્ટતાનો-વગેરે અનેક પ્રશ્નોનો ઉકેલ હાલની પદ્ધતિમાં છે. કવિના એક શ્લોકની નહિ પરન્તુ ત્હેની સમગ્ર કૃતિની સળંગ ચર્ચા કરવામાં કવિમાનસને વધારે ન્યાય મળે છે-સાહિત્યસર્જક પ્રજાના સુખદુ:ખનો નીતિ અનીતિનો-આદર્શ અને ભાવનાનો-આશા અને અભિલાષા વગેરેનો દુભાષિઓ છે-મૂગી માનવસમાજનો એ બોલતો સૂર છે-એ વિશાળ સ્હમજનો આપણી પદ્ધતિમાં સ્વીકાર છે. "જ્યાં ન પ્હોંચે રવિ ત્યાં

પ્હોંચે કવિ" એ કહેવતની સાર્થકતા આપણા યુગમાં વધારે છે. પ્રાચીનો આ બીનાઓથી અજ્ઞાત હતા એમ કહેવાનો જરાએ આશય નથી પણ તેઓને એનું સ્પષ્ટ ભાન નહતું એમ કહેવું એ સાહસવચન તો નજ ગણાય.

કવિતાના કારણ વિશે પણ મતભેદ ન હોવો જોઇએ. પ્રતિભા કવિતાની જનની છે. એના વિરહમાં જે કાવ્ય જન્મે તે કાવ્યભાસજ હોય. વ્યુત્પત્તિ કવિતાની ધાત્રી છે. એમાં સ્થાવર-જંગમાત્મક જગતનું અવલોકન, મહાન કવિઓની કૃતિનો અભ્યાસ–વ્યાકરણ છન્દ વિગેરે શાસ્ત્રોનો ઠીકઠીક પરિચય વગેરેનો સમાવેશ થાય. આજના યુગમાં છન્દની જરુરીઆત ન પણ લાગે. વાક્યમાં રસાત્મકતા હોય એટલે કવિતા છે એવી જેને દૃઢ પ્રતીતિ થાય તે છન્દને ભલે અવમાને. પણ છન્દ કવિતાનો બાધક છે એ માન્યતામાં ઊંડેઊંડે પણ અશક્તિનો સ્વીકાર છે. કવિતા છન્દની દાસી નથી. છન્દ કવિતાનો દાસ છે. સાચી કવિતા ભાવને અનુકૂળ છન્દ શોધી લે છે એમ અનુભવપરથી જણાયછે. છન્દ હંમેશાં અનિવાર્યપણે કવિતાના બધક છે એમ માની શકાતું નથી. જેને બાધક લાગે તે ભલે તે બન્ધન ન સ્વીકારે. દરેક યુગ માટે એકસરખા નિયમો તો થોડાજ હોય? છન્દના વિરહમાં સાચી કવિતા ઉપજે તો તે બાબત તકરાર નથી. છન્દો ઉપર પ્રભુત્વ મેળવાય તો તે એક સાધક ગુણ થઇ પડે એ સ્પષ્ટજ છે.

ધ્વનિ કાવ્યની ઉત્તમતા અધમતાનો નિર્ણાયક છે. કાવ્યમાત્રમાં ધ્વનિ હોય છે પરન્તુ તેની ઓછીવત્તી માત્રાને લીધે અવર ઉત્તમનો ભેદ પડે છે. ધ્વનિ માટે લિરીક–સૉનેટ વગેરે કાવ્યના પ્રકારો વધારે અનુકૂળ છે એમ મ્હને લાગે છે. પાશ્ચાત્ય સાહિત્યના સંસર્ગથી આપણામાં આવા પ્રકારોની જે નવીનતા આવી હોય તે ગ્રાહ્યજ છે. હજી આપણે બ્હારથી આણવા જેવું–સ્વીકારવા જેવું ઘણું છે. શું અને કેટલા પ્રમાણમાં સ્વીકારવું એ બાબત જરૂર વિવેક અને સાવધાની રાખવી ઘટે. કારણ વગર વિચાર્યે પારકું તેટલું

સારૂં અને તેથી ગ્રાહ્ય એ વૃત્તિથી આપણી પ્રજાને ઘણું અનિષ્ટ થયું છે. આપણે આપણું ભૂલ્યા છીએ.

પ્રસ્તુત સંગ્રહ વિષે મ્હારે બોલવાનું ન હોય. પ્રાચીનોની વા અર્વાચીનોની ઉગ્ર કસોટીમાંથી નિર્વિઘ્ને આ કાવ્યો પસાર થાય એવાં નથી એ હું જાણું છુ. એની ત્રુટિઓ મ્હને સાલે છે. કાવ્યની ભાષાએ વિચારતાં એમાં નિર્દોષતા નથી એ મ્હને ખૂંચે છે. છતાં જેવાં છે તેવાં ગૂજરાત આગળ ધરું છું સૌને પોતાના ઉપર મમતા હોવી એ ગુન્હો નથી. તેમજ દોષદર્શક તરફ દ્વેષદૃષ્ટિથી જોવામાં વિવેક પણ નથી. સાહિત્યની પરિશુદ્ધિના પ્રેમની ખાતર કસોટી તો કપરીજ હોવી જોઇએ. એટલે જેવાં છે તેવાં આ કાવ્યોને ગૂજરાત અપનાવશે એવી આશા રાખું તો તે વધારે પડતી નથી. વળી સાહિત્યમાં અસ્તેયવ્રતનું પૂર્ણપણે પાલન શક્ય નથી. બધાએ, બુદ્ધિપૂર્વક નહિ તોપણ, ભાવચોર હોય છે. Sincerityમાં મૌલિકતા છે. ઋણ સ્વીકાર મ્હને યાદ હતો એટલાનો-ટીપ્પણમાં કર્યો છે.

છેવટે આ કાવ્યો સંબન્ધી એકાદ બે અંગત વાતોનો ઉલ્લેખ કરી લઉં. શ્રી. રમણલાલ વકીલનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. એમના શિવાય આ કાવ્યો લખાયાં ન હોત-છપાયાં પણ ન હોત. પુસ્તકના પ્રયોજક તરીકે જો એમનું નામ લખાયું હોત તો એમના તરફની મ્હારી કૃતજ્ઞતાની લાગણી તોષાત. તેમજ જે વત્સલતાથી તથા સુહૃદ્ભાવથી મ્હારા પૂ. મામા શ્રી. રામચન્દ્ર પ્રભાશંકર શાસ્ત્રી વલસાડકરે મ્હને વખતો વખત અનેક યોગ્ય સૂચનાઓ આપી છે તે માટે હું તેમનો ઋણી છું. અન્તે અનેક અગવડો વેઠી જ્ઞાનોદય પ્રેસના સંચાલકોએ મ્હને જે સરળતા કરી આપી છે તે માટે તેમનો આભાર માની વિરમું છુ. ૩૨॥૧

શીતલા માતાની શેરી
વલસાડ.
કાર્તિક સુદ ૧. સં. ૧૯૮૯
૩૦-૧૦-૩૨

નલિન મણિશંકર ભટ્ટ.

# અનુક્રમણિકા

## પ્રકૃતિ કાવ્યો



## પ્રણય કાવ્યો

## પ્રકીર્ણ કાવ્યો

# પ્રકૃતિ કાવ્યો

— મારો જીવન-ધ્રુવ —
"પ્રેમ અને ત્યાગ"

જેના વિદ્યાનુરાગે, કર્તવ્યનિષ્ઠાએ,
શુદ્ધ ચારિત્ર્યે અને સૌજન્યે
મ્હારા જીવન ઉપર
સ્થાયી અસર કરી છે તે
પૂજ્ય નારાયણ હરિકૃષ્ણ જોશીને

# સરસ્વતી-પ્રાર્થના

( શાર્દૂલવિક્રીડિત )

કુન્દેન્દુ સમ સ્નિગ્ધતા શિશિરતા જેના મુખામ્ભોજની
માલા ઉજ્જ્વલ હસ્તમાં સ્ફટિકની સોહે ગ્રથી હેમથી;
ખીલી સૌરભ-સારતી-કમલિની ડોલે કરે જેહના
એવી માત ! ત્હને નમું પ્રણયથી હું ભાવથી શારદા !

વીણાસાદ સદૈવ શાન્ત ઝરતો જેના શુચિ હસ્તથી
ને સ્તોત્રો પરબ્રહ્મના સરકતાં જેના મૃદુ કણ્ઠથી,
ગન્ધર્વો વળી કિન્નરો અમરનાં વૃન્દો વિયત્‌માં નમે
વન્દું હું સરશાચિની ! પ્રણયથી શ્રદ્ધાભર્યાં મસ્તકે;

વિદ્યા જાન્હવી સ્રોત શી ઝરપતી જેના ઉરશૃંગથી
કલ્યાણી ઝરિણી વહી જગતમાં અન્તે અનન્તે મળી;
જે સ્રોતે કરી સ્નાન પુણ્ય કવિઓ પામ્યા યશઃપુંજને
તે વિદ્યામૃતવર્ષિણી-જલ સદા કલ્લોલજો અન્તરે !

ટૌ'કે છે તવ કુંજમાં પરભૃતા પ્રાચીન વાલ્મીકિ શી
જેના કૂજન માત્રથી હૃદયની ઊર્મિ ખીલે વેલ શો.
હીંચે ભારતકાર વૃક્ષ વિટપે કેલી કરે ભાસ ત્યાં
પંખીઓ ઊડતાં અસંખ્ય કરતાં આનન્દ, કલ્લોલતાં

તે કુંજે રમવા વળી વિહરવા સ્વચ્છન્દ કલ્લોલવા
એક વૃક્ષ થકી દ્વિતીય તરુએ ઉલ્લાસથી મ્હાલવા
કાવ્યોનો શુભ મંજરી તણી રુડી સૌગન્ધને હારવા
પંખી તું મુજ ને બનાવ ઊડવા ઓ માત ! તું શારદા !

૧૨-૬-૨૯.

## સ્તવન

( ૫૬ )

કર કરુણાકર ! બાલક ઉપરે-
કરુણા મીઠી અમાપ-
પ્રભુજી ! કરુણા મીઠી અમાપ.

મલિન અબલ મમ ચંચલ મનને-
નિર્મલ સ્થિર કર તાત !
પ્રભુજી ! નિર્મલ સ્થિર કર આજ.

ભવ-જલધિ-જલ-દલ ઉપરે મ્હેં-
છોડયું જીવન-નાવ
પ્રભુજી ! છોડયું જીવન-નાવ,

પ્રબલ પવન પણ પીડે દસદિશ-
ગાજે જલધિ મહાન-
પ્રભુજી ! ગાજે જલધિ મહાન.

અડગ ખડક અગણિત જ્યાં ઊભા-
ગાઢ તિમિરની માંહ્ય-
પ્રભુજી ! ગાઢ તિમિરની માંહ્ય.

પણ પથ-દર્શક-દીપક દમકે-
દસદિશમાં નવ ક્યાંય-
પ્રભુજી ! દસદિશમાં નવ ક્યાંય.

અતલ વમલ જલતલમાં ઉપજે-
વૃત્તિના પ્રભુ ! હાય !
પ્રભુજી ! વૃત્તિના ગિરિકાય.

તરલ અબલ મમ જીવન-તરણી-
ડોલન્તી અસહાય-
પ્રભુજી ! ડોલન્તી અસહાય !

મધુર સીકર શીતલ કરુણાના-
વર્ષાવો ઉરમાંહ્ય-
પ્રભુજી! વર્ષાવો ઉરમાંહ્ય.
ચરણકમલ તવ નિશદિન સેવી-
થાઉં તલ્લીન ત્યાંય-
પ્રભુજી! થાઉં તલ્લીન ત્યાંય.

૬-૧-૩૦.

---

## કુટિર

(હરિગીત સોનેટ)

શાન્ત મ્હારી કુટિર નિરખી શાન્ત સરિતાના તટે
સન્ધ્યા સમે ત્યાં શ્રમિત થઈને પંખીઓ કલરવ કરે,
વિકસ્યાં ફુલોને ભાળી ચુમી રસિક ભ્રમરો કંઈ રટે
ને જાઈ જુઈ ચંપાકળીના પુષ્પથી પુષ્પે સરે.

રમ્ય મ્હારી કુટિર નિરખી શાન્ત સરિતાના તટે
ગોવાળીઆઓ આવતા સાથે લઈ પશુવૃન્દને;
ગાયો ચરાવી પાણી પાઈ મધુર વેણુ વગાડતા
સરિતાજલે તરતા નહાતા આમ્રડાળે હીંચતા.

રમ્ય મ્હારી કુટિર નિરખી શાન્ત સરિતાના તટે
હરિણશાવક આવી નાચી તૃણ ચરી પાછાં ફરે;
કો' પથિક મ્હારી કુટિર ભાળી શાન્તિ લેવા આવતો
મધુર જલ પીને થતો સંતુષ્ટ, આશિષ અર્પતો.

રમ્ય મ્હારી કુટિર આજે ખાખ થઈ બળી અગ્નિમાં
હૃદય મ્હારું ભગ્ન થાતાં ડૂબતું ઘનશોકમાં.

૧-૮-૨૮

---

## સરિતા

( તોટક )

અયિ ઓ રમણી ! નગશ્રૃંગ થકી–
નિસરી વનમાં રણમાં સરતી
સલિલે સીંચતી ધીકતી અવનિ
અતિવેગ વતી ધસતી દિસતી;

મદમાં ઝરતી નવયૌવનથી
કવતી પ્રમદા સમ રાસ ચઢી.
વળી શીતલ સીકર ખેરવતી
વન વૃક્ષ શિલા તટને ચુમતી.

કંઇ ભેખડ કોતર ભીંજવતી
રવ મન્દ કરી તરુ વૃન્દ મહીં
અતિ ઉત્સુક ભાવ ભરી ઉછળી
મનમાં અતિ મોદ ધરી વહતી.

સલિલે લસતાં વિમલાં વિકસ્યાં
અલિ–આવલિ-ગુંજન મુગ્ધ થતાં
મલકાઈ જઈ લચકાઈ જતાં
કમલો, તવ અન્તરમાં હસતાં.

દિવસે રવિનો અતિ તાપ સહી–
કપરો પરિપૂરિત કંટકથી–
વસમો તવ પન્થ વટાવી શકી
તરુણી ધરી ધીરજ ને તદપિ.

તજી અમ્બરનો તટ, રેશમ શાં–
રજનીકર ના કર કોમળતા–
વહતાં, રમતાં તરતાં જલમાં
અનિલે કર એક અનેક થતાં.

તરતી તરણી તવ નીર મહીં
નમતી લળતી મરુ લ્હેર વતી
સૂર બંસરી એકલ નાવિકની
સુણતાં ઉરમાં અતિ તુષ્ટ થતી.

તુજ કાન્ત સટે તુજ વીચિ રહ્યાં
ખળખળી–ઉછળી–પ્રિયમાં શમવા
અલી! જા, મધુરી! કર ઢીલ નહિ
ઝુરતો રડતો તવ નાથ હશે!

૩૦-૯-૨૮

---

## પ્રભાત

( શાર્દૂલવિક્રીડિત )

આછાં હેમવતી વિશાળ નભને લીંપી કુમારી ઉષા
આલિંગે નદનીરને હરખથી હૈયે ભરી રક્તિમા
સ્પર્શે દ્યૌદુહિતા તણાં જલમહીં કંપારી છૂટે ઝીણી
ધીમાં વીચિ ઊઠે સરે સલિલમાં સાથે ઉષાએ સરી.

પેલી વાદળી કૃષ્ણ જો! ભટકતી વ્હીલી પડી વૃન્દથી–
લૂલા યત્ન કરી નભે સૂરજ ને આચ્છાદવા ઇચ્છતી;
ભેદી કિન્તુ વિતાન તે, રવિકરો આ કોમળાં વિસ્તરે
જાણે ગુચ્છ ખીલ્યો મરીચિ–દળનો સોહામણો અમ્બરે.

આનન્દે વળી નાચતો અનિલ આ મર્મધ્વનિ સારતો
સૂકાં પાન ઉરાડતો નભ વિષે સૌગન્ધથી મ્હેકતો;
આ વેલી લલના સમી વનતણા સૌન્દર્યના દેવને
પુષ્પોને નિજ વેરવી પ્રણયથી અર્પી રહી અંજલિ.

સૃષ્ટિ સર્વ દિસે અહો ! વિલસતી–સૌન્દર્યથી ઓપતી
જ્યાં જોઉં હસતી તહાં પ્રભુતણા એ પ્રેમની કિંકરી,
મ્હારું અન્તર માનવી ઉમળકે જોઇ કૃતિ વિશ્વની–
છલકાઇ પ્રભુ પ્રેમમાં ગળી જતું, હૈયું અબોલું બની.

૧૯–૧૦–૨૮

---

## પ્રેરણાને

( હરિગીત–સૉનેટ )

આભનાં ઊંડાણથી ને વારિધિના જલથકી
શેવાલ શી જ્યોત્સ્ના થકી ઊડી ગઈ ઊડી ગઇ !

ડુંગર અને ઝરણો થકી અંતરતણી ગહ્વર થકી
કમનીય સાયંકાળથી ઊડી ગઇ ઊડી ગઇ !

કુદરત તણી કૃતિઓમહીં તદ્રૂપ આત્મ વિલાસમાં
રમતી હતી વસતી હતી ઊડી ગઈ ઊડી ગઇ !

કુપિત કો રમણી તણા ભ્રૂભંગ તીવ્ર કટાક્ષથી
ને તરલવેણી તરંગથી ઊડી ગઈ ઊડી ગઇ !

મધુર વિશ્વાસે ભર્યું હૈયું વિદારી તું ગઇ
આંસું સરાવી નૈનથી ઊડી ગઈ ઊડી ગઇ !

સંતોષથી ઉરને સીંચી આલિંગ તું મુજને સખી !
વિહ્વળ બની વિનવું સખી! વિનવું અયિ! વિનવું અલી!

તલસી રહ્યું–તલસી રહ્યું 'મનડું સખી ! તલસી રહ્યું
કરુણામયી ! કરુણા કરી સંતપ્ત ઉરને ઠાર તું.

૫–૧–૨૯

---

## વાંચ્છના

(હરિગીત-સૉનેટ)

વ્યોમના નિર્મલ તટે હા ! વિહરવાની વાંચ્છના
આ વિશ્વ અદ્‌ભુત ભાળવા પંખી બનાવ્યો કેમ ના ?
ઉન્નત ગિરિશૃંગો અને પર્ણો પ્રફુલ્લિત કુંજમાં
સ્વચ્છન્દમત્ત વિહારવા પંખી બનાવ્યો કેમ ના ?
સંગીત સાંભળવા મ્હને જંગલમહીં ઝરણાંતણાં
કલ્લોલવા વળી કાનને પંખી બનાવ્યો કેમ ના ?
વિસ્તીર્ણ ક્ષુબ્ધ સમુદ્રના વીચિમહીં તરવા સરી
હિમરશ્મિ સ્નિગ્ધ મૃદુ વળી મુજને બનાવ્યો કેમ ના ?
અશ્રુ અને પરિમલ પૂર્યું, આક્રન્દ ભૃંગનું મન્દ હા !
સૂણતું સલિલમાં પદ્મ યે મુજને બનાવ્યું કેમ ના ?
પોકારતું વિહ્વળ બની કરતું વળી શશિઝંખના
એકાન્ત ઝુરતું ચાતકું મુજને બનાવ્યું કેમ ના ?
આર્દ્ર થઇ રવિતાપથી ઝરતું બનાવ્યું હિમ ના ?
માનવ રચી મુજને કૃપણ ! ત્હેં હૈયું અર્પ્યું કેમ હા !

૨૨-૧-૨૯

---

## ઘંટ-ઘોષ

(હરિગીત-સૉનેટ)

ભભક આછી વેરતાં જર્જર દિવાલે દુર્ગની
ખરતાં હતાં અતિ વેગથી અરુણાં કરો રવિબિમ્બથી;
ઘેરી ભૂરી સ્પષ્ટ રેખા તત્ત્વચિન્તનના સમી
વિસ્તૃત કપાલે વ્યોમના ડુંગરતણી તરતી હતી.

ઘોષ એવે ઘંટનો ગંભીર ઘર્ઘર ઘોઘરો
મન્દિર ઘુમ્મટ છેદતો આકાશમાં ઘુમતો રહ્યો
પળમાં પળે આઘો અને પળમાં નિકટમાં આવતો
રણકો મધુરો ઘંટનો સ્વચ્છંદ વ્યોમે મ્હાલતો.

દૂર સૂતાં ખેતરે ને દૂર ઊભા ડુંગરે
ને દૂર વહતા સ્રોતમાં પીગળી જતો ધ્વનિ પાતળો.
ઓસરે ધ્વનિ પાતળો કવિતાતણી ઊર્મિ સમો
ગિરિ ગહ્વરે ને ખેતરે ને સ્રોતમાં ઘંટા તણો.
કિન્તુ ધ્વનિ મનમન્દિરે આત્મા તણો તરતો રહે
પીગળે નહિ—નવ ઓસરે—ચિરકાળ વૃદ્ધિ પામતો.

૩–૩–૨૯.

---

## કમલ–સંદેશ

(વસન્તતિલકા)

" જ્યારે મનુષ્ય જગમાં વિધિએ ઘડ્યો ના
જ્યારે પ્રપંચ પ્રસર્યા જગના હતા ના
પંખી પશુ તરુવતી હતી પૂર્ણ સૃષ્ટિ
ત્યારે કૃતિ પ્રભુજીએ મુજ આ રચી'તી.

સૌન્દર્યનું સૃજન હેતુ હશે વિભુનો
સંસારની અવનવી કૃતિમાં છૂપાયો
સૌન્દર્યના મુકુટ શું મુજને બનાવી
સૌન્દર્યની અભિરુચી જગમાં કરાવી.

ખીડાયલું વદન શૈશવમાં લળન્તું
નીચું નમી સરતણા જલમાં હસન્તું
ઉલ્લાસથી વિમલ વારિતણા તરંગે
ઊભું હતું ચલિત વાયુવતી થતું હું.

ને સ્હેજ ઉન્નત કરી મમ ડોકને હું
વૃક્ષો પ્રફુલ્લ નિરખું સરના કિનારે;
કલ્પી શક્યું શિશુ છતાં જગ-દર્શને કે
'હું છું મૃદુ' સકલ આ જગની કૃતિએ.

*        *        *

એવે ઉષા તિમિર ના પડદા ઉકેલી
આવી જલે ઊછળતી મદથી ભરેલી
કો' કન્યકા અમરની નભમાં રમન્તી
આકાશમાં વિવિધ રંગવતી લસન્તી

કિન્તુ પ્રસન્ન મુખડું નિરખી મ્હારું
લાલાશ કોમળ વતી ઊભરાતું ચારું
ઈર્ષ્યાવડે મન મહીં અતિશે દુભાણી
રોષે ભરાઈ ક્ષણમાં ગગને સમાણી

આવે પિતા જગતનો અરુણાં પ્રભાતે
આછા કરે વિહગને તરુમાં જગાડે
સ્વચ્છન્દથી જલમહીં તરતું મ્હને એ-
કલ્પી શિશુ વિમલ ભાવ થકી ચુમે છે.

વાત્સલ્યથી રવિ કરો મુજને રમાડે
ત્યારે હસી સર અહો ! લહરી જગાડે
હું એ જરા મલપતું શુચિ એ વિચારે
"ખાલો હસી જગતમાં સહુને હસાવે."

ને તે સમે ભ્રમર કો' ભમતોજ આવે
ભૂલું કરી રટણ ને રસને ઝમાવે
અસ્પષ્ટ ગુંજન મહીં મુજને જણાવે
"કે યૌવને તરુણ સૌ મદમાં તણાયે"

હું ચેતવું ભ્રમરને ન તથાપિ માને
"તારુણ્ય છે ક્ષણિક આ જગના વિસામે;"
"હું છું શિશુ" કહી અહો! સુજને દબાવે
ને પ્રાણ એ ભ્રમ મહીં રહીને ગુમાવે

જે ભૃંગનો કઠિનતા સહજ સ્વભાવ
તે છોડતો કઠિનતા–ભ્રમ એ પ્રભાવ;
સંતોષ હું મનમહીં ધરતું વિચારી
"પાવિત્ર્ય સંગતિ સદા શુભ અર્પનારી."

નિર્દોષ શૈશવ ગયું અતિશે ત્વરાથી
ને યૌવને :ચરણની ગતિ થાય મ્હારી.
સંપૂર્ણ પલ્લવ ખીલ્યાં ક્રમશઃ વિકાસે
તેથી ખીલ્યાં સુજન જે સહુ આસપાસે

સર્વાંઙ્ગને નિરખીને બનતું પ્રફુલ્લ
ચિત્તે વિચાર સહસા ક્ષણમાં સ્ફુરન્ત
"તારુણ્યના મદ મહીં સઘળું ભૂલાય
પાવિત્ર્ય શૈશવતણું નવ વિસરાય."

* * *

કંટાળીને જગતના વિવિધ પ્રપંચે
સન્ધ્યા સમે શ્રમિત થૈ સરના કિનારે
આવે કવિ પૂજક સુન્દરતા તણો કો'
પ્રાચીન આ સુજન પોથી ઉકેલવાને.

ભાળી મ્હને નમતું પશ્ચિમ દિગ્વિભાગે
સંકલ્પના ગહન સાગરમાં ડૂબે તે
"હું કેમ સુન્દર દિસું બસ એજ પ્રશ્ન
એ કોયડો અણઉકેલ ઉરે રમન્ત

હું એ કળી કવિ તણી મનની વ્યથાને
સન્ધ્યા તણા નીરવ કાળ વિષે ગિરાને-
સારું; પરન્તુ મમ વેણ પવિત્ર કોઈ
સૂણી શકે મલિન માનવ ના કદાપિ.

" સૌન્દર્ય એ સૃજનનું ચિર દૃષ્ટિબિન્દુ
એ ધ્યેયને અનુસરી સરજ્યું બધું એ,
આ વિશ્વની સકલ છે કૃતિઓ મધુર
તેમાંય માનવ કૃતિ દિસતી અપૂર્વ "

નિઃશબ્દ આ વચન સાંભળીને કવિ તે
ભૂલી જઈ અખિલ વિશ્વ તણી ઉપાધિ
" સૌન્દર્યની પરિણતી પ્રભુના વિચારે "
એ સૂત્રને અનુભવે ઉરના ઊંડાણે.

એવે અનન્ત દિક્‌માં પ્રસરાવી તેજ
સન્ધ્યા તણો કરી પરાજય ચંદ્રવક્ર
સર્વે વનસ્પતિ પરે સીંચતો સુધાને
ઊગ્યો નભે તરુવરે સરતો તળાવે.

કિન્તુ અહો! જીવન જેથી વનસ્પતિનું
હેના વડે જરુર છે અવસાન મ્હારું
આ વિશ્વમાં જીવન પોષક એકનું જે
બીજા તણું જીવન ઘાતક તે બને છે.

રેલ્યાં સુધા સીકરથી મમ પૂર્ણ પત્રો
ભારે નમ્યાં લચી પડ્યાં-નમણાં સુગાત્રો
વિચ્છિન્ન ભિન્ન બનતાં પળમાં વિલોકું
છેલ્લી પળો જીવનની ગણીને વિમાસું

હું ચેતવું ભ્રમરને ન તથાપિ માને
"તારુણ્ય છે ક્ષણિક આ જગના વિસામે;"
"હું છું શિશુ" કહી અહો ! મુજને દબાવે
ને પ્રાણ એ ભ્રમ મહીં રહીને ગુમાવે

જે ભૃંગનો કઠિનતા સહજ સ્વભાવ
તે છોડતો કઠિનતા-મમ એ પ્રભાવ;
સંતોષ હું મનમહીં ધરતું વિચારી
"પાવિત્ર્ય સંગતિ સદા શુભ અર્પનારી."

નિર્દોષ શૈશવ ગયું અતિશે ત્વરાથી
ને યૌવને ;ચરણની ગતિ થાય મ્હારી.
સંપૂર્ણ પલ્લવ ખીલ્યાં ક્રમશઃ વિકાસે
તેથી ખીલ્યાં સૃજન જે સહુ આસપાસે

સર્વાંગને નિરખીને બનતું પ્રફુલ્લ
ચિત્તે વિચાર સહસા ક્ષણમાં સ્ફુરન્ત
"તારુણ્યના મદ મહીં સઘળું ભૂલાય
પાવિત્ર્ય શૈશવતણું નવ વિસરાય."

* * *

કંટાળીને જગતના વિવિધ પ્રપંચે
સન્ધ્યા સમે શ્રમિત થૈ સરના કિનારે
આવે કવિ પૂજક સુન્દરતા તણો કો'
પ્રાચીન આ સૃજન પોથી ઉકેલવાને.

ભાળી મ્હને નમતું પશ્ચિમ દિગ્વિભાગે
સંકલ્પના ગહન સાગરમાં ડૂબે તે
"હું કેમ સુન્દર દિસું બસ એજ પ્રશ્ન
એ કોયડો અણઉકેલ ઉરે રમન્ત

હું એ કળી કવિ તણી મનની વ્યથાને
સન્ધ્યા તણા નીરવ કાળ વિષે ગિરાને-
સારુ; પરન્તુ મમ વેણુ પવિત્ર કોઈ
સૂણી શકે મલિન માનવ ના કદાપિ.

" સૌન્દર્ય એ સૃજનનું ચિર દ્રષ્ટિબિન્દુ
એ ધ્યેયને અનુસરી સરજ્યું બધું એ,
આ વિશ્વની સકલ છે કૃતિઓ મધુર
તેમાંય માનવ કૃતિ દિસતી અપૂર્વ "

નિઃશબ્દ આ વચન સાંભળીને કવિ તે
ભૂલી જઈ અખિલ વિશ્વ તણી ઉપાધિ
" સૌન્દર્યની પરિણતી પ્રભુના વિચારે "
એ સૂત્રને અનુભવે ઉરના ઊંડાણે.

એવે અનન્ત દિક્‌માં પ્રસરાવી તેજ
સન્ધ્યા તણો કરી પરાજય ચંદ્રવક્ર
સર્વે વનસ્પતિ પરે સીંચતો સુધાને
ઊગ્યો નભે તરુવરે સરતો તળાવે.

કિન્તુ અહો ! જીવન જેથી વનસ્પતિનું
ત્હેના વડે જરુર છે અવસાન મ્હારું
આ વિશ્વમાં જીવન પોષક એકનું જે
બીજા તણું જીવન ઘાતક તે બને છે.

રેલ્યાં સુધા સીકરથી મમ પૂર્ણ પત્રો
ભારે નમ્યાં લચી પડ્યાં-નમણાં સુગાત્રો
વિચ્છિન્ન ભિન્ન બનતાં પળમાં વિલોકું
છેલ્લી પળો જીવનની ગણીને વિમાસું

" જો મૃત્યુ એ જીવનનોં જરુરી જ અન્ત
તો કાં વિલાપ કરવો અમથો અનન્ત ?
સૌન્દર્ય સત્ય સમ છે અવિનાશી તત્ત્વ
રૂપાન્તરો કદી બને-નવ થાય નષ્ટ

ઉત્પત્તિ, સ્થિતિ, લય જે જગને ક્રમે છે
નૈસર્ગિક ક્રમ મ્હને નથી બાધતો એ
જન્મી જીવું જગતમાં દિન એક રાત
આયુષ્ય તોય સ્મૃતિમાં મમ છે અનન્ત "

૭-૫-૨૯

---

## જીવન તણી શી કામના

(હરિગીત)

દુઃખે ભર્યું-ચિન્તા ભર્યું જીવન ત્રિતાપેથી અહા!
જો હોય તો સંસારમાં જીવન તણી શી કામના ?

જોયાં નહિ ગિરિપ્રાન્તમાં ચરતાં અજાવૃન્દો જરા
હરણાં નિહાળ્યાં ના કદી સ્વચ્છન્દ જંગલ ખેલતાં

ભાળી નહિ ક્ષિતિજે ગળી વૃક્ષો તણી ઘેરીઘટા
ઉત્તુંગ શૃઙ્ગ ગિરિતણાં આકાશશૈય્યા સેવતાં

સાદ ગગળો સ્રોતનો ખરુવૃન્દમાં સરતાં થતો
ના સાંભળ્યો-ઊભા રહીને પર્ણ પર્ણે ઉડતો.

કુંજ કુંજે પંખીડાં જોયા નહિ તરુ ઝૂલતાં
મધુકર મધુર વેલી તણા ના પુષ્પ પુષ્પે ગુંજતા.

સૌન્દર્યપુંજ સરોજને સરવર તરંગે નાચતું
ભાળ્યું નહિ સૃષ્ટિ તણા સૌન્દર્યને અવમાનતું

સમયના અવલોકવા રંગો ખીલેલા વ્યોમમાં
રસ પૂર્ણ ચિત્રો દોરતા જે રમ્ય સાયંકાળમાં

રજની મહીં ના સાંભળ્યું સંગીત તારા ચન્દ્રનું
ઝરતું અવિરત વ્યોમથી હિમ શૃંગનાં ઝરણા સમું.

નિષ્પંદ નેને ભાળવા કો' સુન્દરીના નેનમાં
હા! સમયના મસ્તી ભર્યાં હાસ્ય સ્ફુર્યાં અવલોકવા.

ઓષ્ઠ ચુમવા હેતથી લલના તણા પરવાળશા
તર્કના મળે વીંટાવવા મૃદુ હસ્તથી શેવાળશા.

કૌતુક ભર્યાં આ વિશ્વને જો મુગ્ધ સ્તબ્ધ બની જતાં
જોયું નહિ–પામ્યું નહિ તો જીવનની શી કામના ?

૨૭–૭–૨૯

---

## કોઇ સ્હમજાવશો ?

(હરિગીત)

આ વિશ્વદ્રષ્ટા યોગી કો' ! યોગ પ્રભાવે આપના–
પૂછું કહો, ઉર ઉદ્‌ભવ્યો જે પ્રશ્ન સહસા રાત્રિમાં

ક્લાન્ત સૌ સંસારમાં વિશ્રાન્તિ જ્યારે માનવી–
સેવી રહ્યાં ત્યારે ખીલી કાં વિશ્વની તત્ત્વાવલિ ?

સૌન્દર્ય વિશ્વ તણું સ્ફુર્યું પ્રત્યઙ્ગમાં વિકસી રહ્યું
અણુએ અણુ પ્રસરી રહ્યું નિર્ભર શુચિ શાન્તિ ભર્યું.

અભ્ર, ઇન્દુ, તારલા, આકાશગંગા સ્વચ્છ આ
વ્યોમાઙ્કથી ઊતરી નીચે ભેટી રહ્યાં નદી નીરમાં,

તરુઝુંડ આ ઝૂકી હસે–લળતાં જલે પરિરંભતાં–
'તરુ, અભ્ર, ઇન્દુ, તારલા નીરવસૂરે કૈં

વ્યાપી રહ્યો સૂર વિશ્વમાં ૐકારના પડઘા સમો
સૂણી શકયો, સ્હમજી શકયો ના ભેદ તે સૂરો તણો.

ઓ વિશ્વદ્રષ્ટા યોગી કો'! ગ્રન્થો ઉકેલી સૃષ્ટિના
સ્હમજાવશો! કે' શો મ્હને શો મર્મ પૂર્યો સૂરમાં?

૧૦-૮-૨૯

---

## સ્વાતંત્ર્ય

( ખદ )

રમ્ય સન્ધ્યાકાળમાં રવિ ઢળે સમુદ્રમાં
વિચિત્ર રંગથી પૂરે અસીમ વ્યોમ આંગણાં

રમ્ય લીલી વલ્લરી તરુતલે નમી રહી
હીંચતી લતા પરે મનસ્વી કોઈ પંખીણી

નિહાળી પંખીણી ઊભો અનન્ત પન્થ કાપતાં
મધુર કંઠ સૂણવા પવિત્ર પંખીણી તણાં

મન્દ કિન્તુ કલરવો નિહાળતાં મ્હને પડ્યા
ચિત્તહારી ગીતના ધ્વનિ ઉરે રમી રહ્યા.

" બંધ ગીત કાં કરે? અયિ! તું મૂક કાં બને?
પંખીણી મધુર! કાં પ્રયત્ન ઊડવા કરે? "

પૂછતાં વિહંગમે જવાબ વાળીઓ તદા
" સ્વતન્ત્ર હું તમા નથી મનુષ્યની મ્હને જરા "

ગઇ ઊડી લતા થકી; વિચાર સાગરે ડૂબ્યો
સૃષ્ટિ અંધકારમાં ગળે-તથાપિ હું ઉભો.

૩૦-૮-૨૯.

---

## જીવન-ગાન

(તોટક)

નહિ જીવન સ્વપ્ન વૃથા જગમાં
જલ બિન્દુ વળી નલિની-દલમાં
નવ નાવ સમું જલધિજલમાં
તરણાં સરખું વળી મૂલ્યહીણાં

અહ! કોણ કહે નવ લક્ષ્ય દિસે!
વળી જીવનનું નવ કેન્દ્ર જગે!
કહું હું નવ દૃષ્ટિ વિશાળ હશે
વદનાર તણી ન નિહાળી શકે.

અણુએ અણુમાં કંઈ અદ્‌ભુતતા
કૃતિએ કૃતિમાં કંઈ નૂતનતા
નયનો વિકસાવી વિલોક જરા
જડશે તવ જીવન ધ્યેય સખા!

રસ સાગર જો! ક્ષિતિજે ગરજે
પણ પ્રાસ સુણી નવ કર્ણ શકે
કદી સુન્દરતા ન નિહાળી હશે
પછી જીવન ધ્યેય ~~જ~~ કહાંથી સૂઝે

રુચશે સુજને નવ સત્ત્વહીણાં
વચનો હૃદયે જન પણ્ડિતનાં–
" બસ જીવન સ્વપ્ન વૃથા જગમાં
જલ બિન્દુ વળી નલિની દલમાં. "

પણ યૌવન-કાનનમાં વહતું
નવ-જીવન-નિર્મળ-નિર્ઝરણું
ગિરિ ગહ્‌વર ભીતર ભેદી જશે
નવ કો જલ-વેગ નિવારી શકે.

૧૫-૧૧-૨૯.

# મ્હારો બાગ

( તોટક )

મમ બાગ વિશાળ રસાળ હસે
તરુ વેલ પ્રફુલ્લિત ચારુ દિસે;
વિહગો ફુદતાં કવનો મધુરાં
પ્રભુનો મહિમા કવિ દાખવતાં.

ઝરણું ઝરપે નિતરૂં નિકટે
કરતું રવ મર્મર મન્દ તટે;
કંઈ સત્ત્વ અગાધ–અગમ્ય અહા!
પ્રસર્યું, નભમાં–જલમાં–સ્થલમાં

અહ! ગ્રન્થ ભર્યા સરિતા જલમાં
ઉપદેશ પૂર્યા જડ પત્થરમાં
તરુએ તરુમાં, અણુએ અણુમાં
ઝરણાં ઝરતાં કંઈ બોધ તણાં.

નયનો નિરખી નવ તૃપ્ત બને
હૃદયે નવભાવ અકથ્ય તરે
સઘળે–સઘળે કંઈ પૂર્ણ દિસે
પણ અન્તર કાંઇ કળી ન શકે

કંઇ ભવ્ય અલૌકિક મંગળના
ભણકાર પડે જડ ચેતનમાં
મમ અન્તર મસ્તક મુગ્ધ બને
જગ તાત અનન્ત! નમું ચરણે.

જન નિષ્ફળ મૂર્ખ વિવાદ કરે
'પ્રભુ શું કદી વિશ્વ વિષે જ હશે?'
મમ બાગ મહીં કદી આવી જશે
પ્રભુ–દર્શન પુણ્ય અવશ્ય થશે.

૧૬–૧૧–૨૯

# કવિનો શોક

( તોટક )

રમણીય ઉષઃ સમયે નિસરી–
ઘરથી, સરિતા પુલિને વિચરી
નિરખું જગની કૃતિઓ મધુરી
પળવાર પ્રપંચ બધા વિસરી.

અતિકોમળ સ્નિગ્ધ પ્રકાશતણાં–
કિરણો પ્રકટે નભ મંડળમાં,
ઊતરી નભથી ધરતી ભરતાં
તરુને ગિરિના શિખરે રમતાં.

જલબિન્દુ ભર્યાં તૃણ અંકુરમાં
તરુ ઝુંડ ડૂબ્યાં વળી ધુમ્મસમાં;
સરિતાજલના તલથી લહરી
શીત ઉષ્ણ વરાળ તણી ઊઠતી.

નગશૃંગ ચુમે સિત અંબરને
રવિના કિરણો ધરણીતલને;
કવિના ઉરને કવિતા–લહરી
પ્રકૃતિ–ઉરથી નિસરી ચુમતી.

તતકાલ ખુલે ઉરદ્વાર ખરે !
કવિ અન્તર દ્રષ્ટિ અનન્ત ઘૂમે
વળી દશ્ય અલૌકિક ગૂઢ જુવે
જન પ્રાકૃત જે ન નિહાળી શકે.

અતિ અસ્ફુટ પ્રકૃતિ ! તું જગને
કવિ સ્પષ્ટ પણે નિરખે તુજને
પણ ઓ!!! કવિતા લહરી વિરમે!
કવિ! જો! તવ પ્રાસ બધાય શમે!!

F.3. ૬–૧૨–૨૯

## ખરતો તારો.

( તોટક )

રવિબિમ્બ ઢળે અમિતક્ષિતિજે
ગરિમા નભની ક્ષણમાં વણસે
ઘનઘોર તમિસ્ર છવાઈ રહે
નભમાં ઉડુવૃન્દ સહસ્ર તરે.

અહ! તે સમયે ઉડુ કોક ખરે
ક્ષણ અમ્બર દિવ્ય પ્રભાથી ભરે
પણ જ્યાંથી ખરે, વળી ત્યાંહી શમે
નિરખી મનમાંહી વિચાર સ્ફુરે.

" અમ માનવ-જીવન તારક શું
જગ-અમ્બરમાં ઝળકી શમતું–
ક્ષણમાં, પણ હું ન વિચારી શકું
મૂળ ક્યાં ઊપન્યું ? વળી ક્યાં ખરતું ? "

૧૦–૧૨–૨૯.

---

## કુદરત પ્રતિ

( મન્દાક્રાન્તા )

કે' છે કો' કે સકલ મળશે ગ્રન્થના પાનમાંથી
સિદ્ધાન્તોના સતતમનને શાસ્ત્રના સારમાંથી,
આશા મ્હારી અફલ નીવડી સેવી જે દીર્ઘ કાળ
જે શોધ્યું તે કદી નવ મળ્યું; વ્યર્થ એ શબ્દજાળ.

ઊંચા ખેંચી, કિરણ રવિના, ધુમ્મસોના વિતાનો
જ્યારે લાવે, નયનપથમાં વિશ્વના રમ્ય સ્થાનો,
ભાળું વૃક્ષે ભ્રમણ કરતાં પંખીનાં વૃન્દ જ્યારે
હું શોધું તે નિમિષભરમાં પ્રાપ્ત થાયે જ ત્યારે.

ગાજે પેલો ક્ષુભિત જલધિ વીચિ છાંડી કિનારે
જેમાં પેલી તરુણ સરિતા આત્મ-વારિ વિસારે,
તે બન્નેનું મિલન મધુરું પ્રેમી શું ભાળું જ્યારે
હું શોધું તે અરધ પળમાં પ્રાપ્ત થાયેજ ત્યારે.

જ્યારે ઈન્દુ ગગન-સર ના ગાઢ નીરે મહાલે
ઝીણા તારા સકલ નભમાં તેજ ઝીણું પ્રસારે,
કાળાં ધોળાં નિરખું તરતાં અભ્રનાં વૃન્દ જ્યારે
હું શોધું તે તરત મળતું સ્હેજમાં સર્વ ત્યારે.

જ્યારે તત્ત્વો કુદરતતણાં સૌમ્ય દેખાવ ધારે
સ્થાને સ્થાને અખિલ જગમાં ગાઢ શાન્તિ વિરામે,
તત્કાલે જે હૃદયતલમાં શોધું તે હાથ લાગે
કિન્તુ ગ્રન્થો પુનર સ્મરતાં મેળવ્યું દૂર ભાગે.

૧-૨-૩૦.

---

## સરળ-જીવન

(મન્દાક્રાન્તા)

શા માટે હા! જીવન જીવવા આધિ, વ્યાધિ, ઉપાધિ!
શા માટે આ વિવિધ કરવા યત્ન ઉન્માદ-કારી!
શાને માટે ભ્રમણ જીવને અંતરાનન્દ-દાહો!
શા માટે ના જીવન જીવવું પૂર્ણ આનન્દકારી?

જન્મી પુષ્પો વિપિન, ગિરિમાં પૂર્ણ વિકાસ પામે
વેલી, વૃક્ષે સુરભિ પૂરતાં તૃપ્તિ સન્તોષ માને
મૃત્યુ આવે તદપિ ઉરમાં સ્હેજ ના શોક ધારે
ખીલી જાણી મરણ પણ તે ભેટશે મૂક ભાવે.

જેવી રીતે જીવન જીવતું પુષ્પ એકાન્ત સ્થાને
ને સ્વાતન્ત્ર્યે વિહગ વિહરે જેમ ભૂરાં ઊંડાણે,
જેવી રીતે સકલ દિશ આ શાન્તિમાં રાત્રિ ગાળે
તેવી રીતે સરળ જીવતાં માનવો કાં ન જાણે?

૧-૨-૩૦.

---

## શીતલ શૈય્યા

( દ્રુતવિલમ્બિત )

પ્રબલ તાપ પડે રવિનો વને
તરુ શિલાતલ તપ્ત અતિ બને;
ઝરણના જલ નિર્મલ ઉકળે
પશુ, વિહઙ્ગમ વિહ્વળતા ધરે.

ગિરિ શિરે વનમાં વળી કન્દરે
અચલ શાન્તિ ભયાનક વિસ્તરે
પણ અહા! મૃગ એકલું ડુંગરે
દ્રુત ગતિ થકી વ્યાકુળ ઊતરે.

ક્ષણ મહીં ઊતરી દૂર ભાળતું
દશદિશે નયનો વિકસાવતું;
કંઈક શોધી રહ્યાં દૃગ આતુરાં
નિમિષમાં નિરખી પગ ઉપડ્યા.

ઝરણ સ્વચ્છ સુદૂર વને વહે
ક્ષણ ક્ષણે તરુ ટેકરીમાં ગળે,
હરણ વિહ્વળ, દોડતું તે દિશે
અરધ કોશ દરેક પળે સરે.

પલકમાં મૃગ ટેકરીને શિરે
જઈ પહોંચ્યું તૃષાતુર તે, અરે !-
પણ ગતિ નિજ ના અટકી શકી
જલ ગભીર તણા તલમાં શમી.

૪-૨-૩૦

---

## ટેકરીમાં સ્હાંજ

( દ્રુતવિલમ્બિત )

શરદ વાદળ વૃન્દ ભૂરાં નભે
પળપળે નવી આકૃતિઓ ધરે,
અરુણ તેજ દિવાકરનું ઝરે
અમલ અમ્બરથી ધરતી તલે.

દિવસ ડુંગર પાછળ પશ્ચિમે
તિમિરના દલમાંહી સરી પડે;
અનિલ કોમલ ટેકરીમાં રમે
વિહગ પંક્તિ તરુ વિટપે ચરે.

ધૂસર ટેકરીના તલથી ફરે
હરિત ઘાસ ચરી પશુ નિસરે
નિજ ખભે ધરી ડાંગ તળેટીએ
સબલ કો' ભરવાડ દગે પડે

દગ પરે પડતી ભરવાડની
કુટિર સ્વચ્છ છવાયલી ઘાસથી
કુટિર આંગણમાં રમતાં દિસે
શિશુગણો વીંટીને નિજ માતને

પળ મહીં પડતી ઝુમ દૂરથી
શિખર ગહ્વર શાન્ત જગાડતી
ક્ષણ મહીં પણ પાછી વિરામતી
નીરવ શાન્તિ દસે દિશ આમતી.

સમય-સ્રોત દિસે વહતો નહિ
પણ અચેતન તુલ્ય ઠર્યો અહીં
નિરખી શાન્તિ અગાધ તળેટીની
ઘડીક મુગ્ધ તહાં બનતો ઠરી.

૪-૨-૩૦.

---

## રજનીમાં પ્રવાસે

(મન્દાક્રાન્તા)

જેને માને મનુજ જગમાં રાત્રિ તેવી નિશાએ
સુતો' તો હું નયનયુગલે ફક્ત તન્દ્રા ભરાયે;
આઘે આઘે ક્ષિતિજ ઉપરે વારિધિ શાન્ત ગાજે
ઠંડી મીઠી અનિલ લહરે કલ્પના સુપ્ત જાગે.

શૈય્યા ત્યાગી ક્ષણ મહીં ઊડે કલ્પના ચિત્ત સંગે
ઊંચે ઊંચે ગભીર ગિરિના ઉન્નત શૃંગથીએ
ધીરે ધીરે અધિક વધતો કલ્પના-વેગ વ્યોમે
થોડી વારે ગિરિ શિખર જો! બિન્દુ શાં સૂક્ષ્મ સોહે.

ભાળ્યો ત્યાંથી ગગનતલમાં પૃથ્વીનો પૂર્ણ પિણ્ડ-
ગોળો જાણે ભ્રમણ કરતો તેજનો કો' પ્રચણ્ડ,
પિણ્ડો એવા અગણિત બીજા ઘૂમતા'તા અનન્તે
જાણે પૂર્યું ગગન સઘળું તેજ પૂર્ણ સ્ફુલિંગે!

જેવી રીતે નીરવ સ્થળમાં રેંટીઆ શાન્ત ગુંજે
તમ્બુરાના તનતન ઊડે નાદ કો' વૃક્ષકુંજે
જેવી રીતે ભ્રમર રટતા મત્ત થૈ પદ્મપુંજે
તેવી રીતે ગ્રહગણ બધા ગુંજતા અન્તરિક્ષે.
એવે ગોળો સકલગુણમાં પૃથ્વી શો શુભ્રરંગી
કે' છે જેને "તરલ તરણી વ્યોમની" કો તરંગી–
જોયો, જોતાં પ્રબલ જવથી કલ્પના મત્ત ઊડી
કાળા વ્યોમે ધવલવરણા વર્તુળે જૈ પહોંચી.
જેવી રીતે વિજન વનમાં કો' કવિ કૌતુકેથી
ચારે બાજુ નજર કરતો રમ્ય દશ્યો જુવે છે
તેવી રીતે ભ્રમણ કરતી કલ્પના ચન્દ્રલોકે
તે સૃષ્ટિના મધુર સઘળાં ચિત્રને ત્યાં વિલોકે
વૃક્ષો પંખી સરિત જલધિ ડુંગરો તુંગ શોભે
ઊંડી શાન્તિ સકલ સ્થળમાં દિવ્ય માધુર્ય રેડે
તત્ત્વે તત્ત્વે રજકણ વિષે પૂર્ણ સૌન્દર્ય રાજે
વૈવિધ્યે તે પણ નવ દિસે માનવી હાય! એકે!
સૃષ્ટિ જોતાં જીવન સઘળું જાય તો આહિં કેવું?–
ઉમ્મિરનું એવું, તદપિ ફિરને, ના રુચ્યું કલ્પનાનું
મ્હારે આવાં મધુર જગમાં વાસની કામના શી?
જ્યાં એકે ના મનુજ દિસતો–માનવી શૂન્ય સૃષ્ટિ!

૨૮–૨–૩૦.

---

## જંગલનું પંખી

( પદ )

જંગલમાં વસનારૂં–
વ્યોમતલે ઊડનારૂં
નિર્ઝર જલ પીનારૂં
પંખી! પિંજરમાં પકડાયું

મસ્ત મધુર કૂજનારાં
કાનનમાં રમનારાં
આસ મહીં તરનારાં
પંખી! બંધ પડ્યાં ગીત ત્હારાં!

નિર્જન વનનાં વૃક્ષો–
સુન્દર, તુજવિણ પુષ્પો–
સ્રોત વિહંગ ને સરવો
પંખી! શૂન્ય દિસે સહુ તત્ત્વો!

અન્ય વિહંગો વિચરે
ઉચ્ચ ગગનમાં ઉચરે
બન્ધન ભાળી ઉરે
કિન્તુ અન્તર ત્હારૂં ઝુરે!

માનવના કર ક્રૂરે
અસંખ્ય એવાં ઝુરે!
ઉચ્ચ છતાં એ માને–
સૌથી માનવજાત પોતાને.

૮–૩–૩૦

---

## મહાલક્ષ્મીના સમુદ્ર કિનારે

મ્હોટા મ્હોટા પત્થરોના કઠણ તલની હાર સૂતી કિનારે
ઘૂ ઘૂ ઘૂ ઘૂ ઘોર ગાજી પ્રબલ વીચિઓ વારિધિ જ્યાં વિસારે;
લાંબાં સીધાં સપ્તવર્ણી કિરણ સરતાં સૂર્યનાં વીચિ સંગે
જાણે ગૂંથે પૃથ્વી કાજે વિવિધ વરણું વસ્ત્ર માર્તણ્ડ રંગે!
ધીરે ધીરે વ્યોમ આરે તરલ તરતું સૂર્યનું બિમ્બ રાતું
ઊંડા ઊંડા તેજ-ભીના જલધિજલના ક્ષુબ્ધ ઉરે છૂપાતું;
જેવી રીતે બ્રહ્મમાંહે પ્રલય સમયે બ્રહ્મ-લીલા વિરામે
તેવી રીતે સન્ધ્યકાળે સૂરજ કિરણો સૂર્યમાંહે સમાયે.

પ્રાચીને પશ્ચિમે જો ! તદપિ તરતી સ્નિગ્ધ આભા નિતાન્ત
તેમાં ઘેરાં પૂર્વ માંહે ગિરિ તરુ તણા શૃંગ ભાસે પ્રશાન્ત,
કાળા મ્હોટા પત્થરોમાં અમિત બલથી વીચિઓ ભંગ થાતાં
ઘૂ ઘૂ ઘૂ ઘૂ ઘોર થાયે, રવ પ્રતિરવ હા ! ભવ્ય વેરાનતામાં !

૨૯-૩-૩૦.

---

## ચન્દ્રિકાને

( મરાઠી સાખીની ચાલ )

ઝરમર ઝરપી ચન્દ્ર ચન્દ્રિકા વ્યોમ-વ્યોમમાં ઉછળી
શરદ અભ્રના તરલ અંકમાં દેવ-બાલિકા રમતી–
રમતી રમતી.

ધસમસ ધસતી શૈલશૃંગથી ક્ષુબ્ધ-શુભ્ર શૈવલિની
ધવલ હાસ્યની પ્રેમલ-લેખા નિજ ઉરમાં ચિતરતી
ચિતરતી ચિતરતી.

ક્વચિત શુભ્ર ને ક્વચિત કૃષ્ણ આ ડુંગર ને ગહ્વરમાં
અનિલ લ્હેરમાં ભળતાં ત્હારા સૂર પ્રસરે સંગીતના–
સંગીતના સંગીતના.

તરુવરઘન ને તૃણ અંકુરમાં હર્ષ-અશ્રુ ને ઢાળી
ધરતી માતના વિમલ અન્તરે શાન્તિ સુભગ વરસાવી–
વરસાવી– વરસાવી.

સકલ સૃષ્ટિ ને સકલ વ્યોમમાં અમૃત ત્હારાં ઝરપે
તદપિ અન્તરે નવ મ્હારા કાં સ્નિગ્ધ રસાયન વરસે–
વરસે વરસે ?

૨૯-૮-૩૦

---

## શરદ ઋતુમાં ઉષઃકાળ

કાળાં ધોળાં વાદળાં ઓ શરદઋતુના આમથી તેમ દોડે
સિંહો હાથી ડુંગરોની પ્રતિપળ નવી આકૃતિ રમ્ય દોરે.
મોતીની શું ભસ્મ જાણે સકલ દિશમાં પાથરી વ્યોમ કેરી!
આભા ઝાંખી પૂર્વની ત્યાં તરત ઝળકી પશ્ચિમે કો' અનેરી.

અશ્વો ને જો! પલાણી મનહર ઉષા રાતી ઝાલી લગામો
વેણી કાળાં વાદળાંની શિથિલ કરતી, સારતી રશ્મિ-બાણો,-
ભેદે ઘેરા ડુંગરોમાં તિમિરદળ જે વિસ્તર્યું રાત્રિકાળે
લજ્જા-શીળી દેવબાલા સુરજ નિરખી કિન્તુ આભે છૂપાયે.

ને તેજસ્વી સૂર્યકેરાં કિરણ કુમળાં સીંચતાં પ્રાણ વિશ્વે
પ્રેરે છે તે પંખીઓને મધુર કવને કુંજમાં વૃક્ષ વૃક્ષે;
વ્હાલા! ત્હારા સૃષ્ટિ કુંજે શ્રવણ મધુરાં કાવ્ય કર્ણે પડે છે
હૈયું મ્હારું પ્રેમભીનું તુજમય બની તાત! ચર્ણે ઢળે છે.

૨૫-૯-૩૦

---

## પ્રશ્નોત્તર

(વસન્તતિલકા.)

ઝાડો! કહો કવન શું કરતાં ઊભાં છો?
ઓ ડુંગરો! સ્તવન કો'નું કરી રહ્યાં છો?
ઓ પત્થરો! મુનિવ્રત ક્યમ આચરો છો?
ઓ પંખીઓ! ક્યમ ઊંચે નભ સંચરો છો?

શા માટ ઓ ઝરણ! તું વહતું સદાયે?-
કે'વી રીતે રવ તું મર્મર મન્દ સારે?
કોણે તને રુદન આ શિખવ્યું મધુરું?
રોતાં મ્હને શિખવશે?-વિનવું ત્હને હું.

એ ઝાડ ડુંગર દૃષદ્ ઝરણાં વિહંગ !–
બોલો; બધાં કયમ ઊભાં ધરી ગાઢ મૌન ?
વ્યાપાર ગૂઢ—અતિ—ગૂઢ—અગમ્ય ચાલે
જ્યાં માનવી મતિ તણી ગતિ એ વિરામે.

એવે અવાજ પણ ગંભીર સંભળાય
જે કાવ્યકાર વિણ અન્યથી ના કળાય
" ઈચ્છા ત્હને સ્હમજવા અતિ તીવ્ર હોય
પ્રશ્નોથી કિન્તુ નવ તે કદી શાન્ત થાય.

ઓ માનવી ! કરીશ ગૂંચ ઉકેલવાને–
યત્નો; થશે તદપિ નિષ્ફળ વાંચવાને–
અત્યન્ત દુર્ગમ લિપિ જગગ્રન્થ કેરી
દુર્બોધ મર્મ શકશે નવ તું ઉકેલી.

આવી અહીં વસ સદા જગ સંગ છોડી–
વચ્ચે હમારી; સ્હમજીશ અગમ્ય બોલી–
ત્યારેજ તું; થઈ રહે ચિરકાળ સાથી
એવાં પરન્તુ કવિ ! માનવ ભાગ્ય કયાંથી ? "

૨૭–૧–૩૧

---

## પ્રકૃતિને ખોળે

( વસન્તતિલકા )

ઓ માનવી ! મનધરે અભિમાન શાને !
શાને ફરે જગતમાંહી ગુમાન સાથે ?
ત્હારા વિષે સૃજન અન્યથી શું વધારે !
જેથી કરી અવર ઉત્તમ ભેદ પાડે !

પેલો ઊભો ગગનચુમ્બી ગિરિ નિહાળ્યો ?–
આલાર્કના કિરણ-કાંચન-રાગ ઢાળ્યો ?
ઊંચાઈ ત્હેં તુજ શરીર તણી કદાપિ;
પાસે જઈ ગિરિ તણી સરખાવી માપી ?

વેલી કદી નિરખી ત્હેં ફુલથી લચેલી
ચોપાસથી ભ્રમરવૃન્દ વતી વિંટેલી ?
સૂંઘી કદી કુસુમની કળીની સુગન્ધિ ?
હેયે સુગન્ધિ તુજ શું કદી એવી દીઠી ?

આ ખીણને તરુવરે ભમતી મધુર–
કેકા કરે, ગહન જંગલમાં મયૂર;
શું સાંભળી ?–મધુરતા તુજ કંઠકેરી–
એવી કદી અનુભવી જીવને અનેરી !

ભાળી શકે ?–શશિ-ન લોચનથી ગળેલાં–
આંસુ તૃણાંકુર અને કુંપળે ભરેલાં ?
આક્રન્દ શાન્ત, શશિના સરખું કર્યું ત્હેં ?
આંસુવતી જગત શું કદીએ ભર્યું ત્હેં ?

ઓ માનવી ! મનધરે અભિમાન શાને !
પાઠો અસંખ્ય ભણવા હજીએ તહારે
શીખ્યો નથી પ્રથમ અક્ષર તું હજીએ
બારાખડી કઠણ છે ભણવી બધીએ.

જેને ગણી અવર તું અવમાની કાઢે
ત્હેનીજ પાસ પડશે જવું કોક દા'ડે
તો તું ત્વરા કર; પહોંચ વિનમ્ર ભાવે
ટૂંકું અતિ જીવન; ખૂટી જશે સ્હવારે.

આ મૂક સૃષ્ટિ અતિ આતુર બોલવાને–
જો હોય ફક્ત કદી કાન જ સુણવાને;
આ ગૂઢ વિશ્વ અતિ ઉત્સુક ખોલવાને–
ગૂઢાર્થ, જો હૃદય હોય ઉતારવાને.

દૃશ્યો અલૌકિક અપૂર્વ બતાવવાને–
તૈયાર; જો નયન હોય વિલોકવાને.
આનન્દ દિવ્ય પણ તેજ ચખાડવાને–
જો હોય કોઈ કદી તત્પર ચાખવાને.

પાષાણ આ કઠિન જો! પ્રભુને બતાવે
પ્રત્યક્ષ ઝાડ, વિભુ દર્શન જો! કરાવે;
વિસ્તારી આ ગગન તેજ અનન્તતાને–
દર્શાવતું;–નયન કાં પણ દેખવાને?

૯–૨–૩૧

---

## એક મધ્ય રાત્રે

(મન્દાક્રાન્તા)

મધ્ય વ્યોમે અરધ વહતાં રાત્રિ શાન્ત પ્રભાએ–
જ્યારે રાજે શશિ, કુસુમ શા તારલા ઓ છવાયે;
નિદ્રા કેરા મધુર રસમાં વિશ્વ જ્યારે તણાએ
શાન્તિ જ્યારે અચરચરમાં સૌમ્ય વ્યક્તિત્વ પાડે–

તે વેળાએ નજર કરતું કૌતુકે આસપાસ
આંખો દેખી જરુર ઠરશે વિશ્વના રંગરાગ;
ભીડ્યાં દ્વારો તરત ખુલશે બંધતાં દીર્ઘકાળ–
હૈયાં કેરાં; વિવિધ શમશે–સંશયો–તર્ક જાળ.

તુંગ વૃક્ષો ગહન કરતાં વાત કૈં શાન્ત ઊભાં
ઘેરાં શૃંગો ગિરિવરતણાં વ્યોમમાં સ્તબ્ધ સૂતાં
અભ્રવૃન્દો ચલિત ધરતાં આકૃતિ જાય આવે
ઝાંખી દેતાં જન જીવન-ચાંચલ્યની સૂક ભાવે.

તારા કેરા અગણિત ગણો ઘૂમતા ખૂબ વેગે
તોએ કાને દ્રુતગમનનો શબ્દ એકે ન આવે
પૃથ્વી અંકે અવિરતપણે વ્યોમમાં એકધારે
ધારા ધોળી શશિ, ગગનથી કૌમુદીકેરી સારે;

ઊંડો ઊંડો ગભીર ગરજે વારિધિ, ઘોરમાંથી-
જાણે સાદો કરુણ પ્રસરે એક સાથે પિશાચી;
સારી સૃષ્ટિ સૃજન સૃજને ધારતી ભીમકાન્ત-
દેખાવો; ને કવિહૃદયમાં પાડતી છાપ શાન્ત.

શાણી સત્તા અચલ, જગમાં વ્યાપ્ત કો' સર્વવ્યાપી
આજ્ઞા જેની કુદરત વિષે કો' શકે ના ઉથાપી;
વ્યાપી વૃક્ષે ગગન જલધિ વારિ ને અદ્રિશૃંગે
ઓલે તન્દ્રારહિત કરતી કાર્યને એક સૂરે.

" કર્મો ત્હારાં નિયત કર તું યન્ત્રવત્ સંગ ત્યાગી
વર્ષો ત્હારાં પવનઝડપે વીતી જાશે ત્વરાથી;
વીત્યા કાળે નજર કર ના કૈંક તું દૃષ્ટિ આઘી-
સ્હામે; આવે સમયગત ના; થા નહીં તું પ્રમાદી.

આવે ઈન્દુ ક્ષિતિજ પરથી ઊગતાં વ્યોમ મધ્યે
વ્હેતાં રાત્રિ તદપિ ઢળશે દીન થાતાં સમુદ્રે;
પૂર્વે પાછો સૂરજ ઊગશે પશ્ચિમે અસ્ત થાશે
એવી રીતે વિપળ પળમાં આયુ આખું ઘસાશે.

કાલ ક્રીડે સુરજ શશિના રૂપમાં પ્રાણી સંગે
જન્મી જીવી મરણ પળવું એજ સત્તા તરંગેઃ
જાગો ઊઠો; પરિમિત નથી શક્તિ મર્ત્યો ત્હમારી
શાને માટે અફલ વિલપો બન્ધનોને વધારી ? ”

૨-૬-૩૧.

---

## સન્ધ્યાને

(મન્દાક્રાન્તા)

કાં તું ડૂબે ! વિરમ વિરમ. ક્ષુબ્ધ ખારા સમુદ્રે ?
કાં સંકેલે ! કિરણ કુમળાં રક્ત ભાનુ ! ત્વરાએ ?

સન્ધ્યા પૂરી પ્રકટ થઈ ના વિસ્તરી ના કિનારે
સારા વ્યોમે પ્રસરી નવ કાં, એટલામાં વિદારે ?

ઘેરા સિન્ધુ ! ક્ષુભિત ઉદરે સૂર્યને ના સમાવ
સન્ધ્યા કેરા સુભગ વિખર્યા રંગ ના પીગળાવ;

પૃથ્વી માતા ! ભ્રમણ ગતિને રોક તું સ્હેજવાર
જન્માવી તો ક્ષણભર વધુ સન્ધ્યને તું નિભાવ;

\+ + + +

સન્ધ્યા ! ત્હારું વદન મધુરું પ્રેક્ષવા પંખી હોત
ઊંચે ઊંચે ઉડત ગગને આજ હું ત્હારી સંગ,-

વા રંગાવા કનકકિરણે વાદળું હોત આજે
ત્હારી સાથે જરુર સરતાં હું સમુદ્રે સમાતે.

૨૭-૯-૩૧.

---

# એ પોથી

( મન્દાક્રાન્તા )

શાને માટે 'अ इ उ क ख' એ અક્ષરો ઘૂંટવાના!
ભાષા ગ્રન્થો વિવિધ ભણવા! શાસ્ત્રને ગોખવાના?
મ્હામે મ્હોટો જટિલ પ્રસર્યો ગ્રન્થ આ વિશ્વ કેરો-
પાને પાને ઉપનિષદથી ગૂઢ છે એ ભરેલો.

એની લિપિ સ્વર કઠિનને, વ્યંજનો કોણ જાણે ?
એવી ભાષા અતિશય ઊંડી કોણ કો'ને ભણાવે ?
ભેદી વર્ણો, સકલ મથતાં વાંગ્મયો વાંચવાને
કો'ને કિન્તુ अथ इति મળી ? લીટી એ જાણવાને ?

હૈયાં વ્હાલાં ! વિરસ કર ના યત્ન તું થાકી જાશે
રોમે રોમે નયન પ્રકટે જો ન તોયે જણાશે-
એ પોથીના નિત નિત નવા અક્ષરો ફેરવાય
મૂગું થા તું: વિરલ પરખે વર્ણ,* વિશ્વે પૂજાય.§

દ્રષ્ટા કાજે દરશન થતું દિવ્યતાનું તૃણોમાં
શ્રોતા સારું શ્રવણ વિભુના ગીતનું વારિધિમાં
ધ્યાતા કાજે ગિરિ શિખરમાં ધ્યાન ઊંડું જણાય,
મન્તા માટે મનન-મુખતા પત્થરોમાં પમાય.

જોનારાનાં નયન નિરખે સાન્તદ્વારા અનન્ત-
આચ્છાદેલું વિવિધ રૂપમાં તત્ત્વ અત્યન્ત ગૂઢ;
ક્યાં છે એવા જગત ભરમાં શિક્ષકો શીખવે જે
એ પોથી ના अ व क ड તથા આદ્ય ઉચ્ચારણોને ?

૧૪-૫-૩૨.

---

* કોઇ વિરલ એના-પોથીના વર્ણો-અક્ષરો પરખે

§ એ વર્ણો પારખનાર વિશ્વમાં પૂજાય. દ્રષ્ટાઓ-તત્ત્વવેત્તાઓ વગેરે.

## આશ્ચર્ય

(હરિગીત-સોનેટ)

આશ્ચર્યનો ઉદધિ રહ્યો ઊછળી અખિલ બ્રહ્માંડમાં
અણુમાત્ર પણ અવકાશ ના જ્યાં જલ ન એહ સમુદ્રના.

હા! તણખલું આ-તણખલું?-એ શબ્દથી ઉર શું કળ્યું?
પર્યાયથી નવ અર્થ સરતો ગૂઢ એ ભેદે ભર્યું.

રજકણ તરે રવિકિરણમાં વહતી અનિલના સંગમાં
એ શું?-પરન્તુ પૂછતાં, કણ લુપ્ત થાયે; ચિત્તમાં-
વૃત્તિ ઊઠે આશ્ચર્યની-રજકણ હશે શું તત્ત્વમાં?-
સ્ફુરણાં થતાં એ, કણ મટી ને ફેરવાય અનન્તમાં.

કુંપળ ફુટી-પલ્લવ બની-મુકુલિત થઈ-ફળમાં ફરે-
પાકું થતાં ધરણી ઢળે-ધૂળથી બન્યું ધૂળમાં મળે;
કંઈ ના હતું ત્યાંથી થઈ કંઈ નામરૂપ ગ્રહી વળી
પિગળી જતું પળમાં ન શું એ ચિત્રતા ઘટસાળની?

તરણું નથી તરણું વળી રજકણ નથી રજકણ કહું-
તો શું?-ખુલાસો નવ મળે; આશ્ચર્ય ઉદધિમાં તરૂં.

૧૫-૫-૩૨

---

## શંકિત-હૃદય

(હરિગીત-સોનેટ)

શંકિત હૃદય મુજ પૂછતું 'ઓ તારલા ક્યમ તું ભમે?
ભ્રમણ કારયિતા વસે ક્યાં?-કોણ? તે મુજને કહે.
આરંભબિન્દુ ભ્રમણનું સ્થળમાં ક્યા અંકિત હશે?
મંડલગતિ દોરી ક્યા બિન્દુ મહીં તું અટકશે?
ગુરુભાઈઓ તુજ સાથ તવ અવકાશમાં અવિરત ભમે
પ્રવૃત્તિમાં ઉદ્દેશ શો?-પરતન્ત્ર વા સર્વે તમે?,

રચના મહીં આ દૃશ્યની ગૂઢ પ્રયોજન શું હશે ?
પ્રતિ વસ્તુમાં શંકા ઊઠે હા ! શમન એનું ક્યાં થશે ?
ઇશ્વર હશે ?– જગતન્ત્રનો ચાલક હશે વા ના હશે ?
કો'ને પૂછું ?–ઉત્તર કહાંથી કોણ એનો આપશે ?
શંકા નિરંકુશ પૂછતી ' કોને પૂછી રચના કરી ?
નિર્મ્યા પછી એ કેમ કૂંચી કોઇને ના દાખવી ? '
અણઉકેલ્યો કોયડો નવ ઉકલતો એ કોઇથી
શંકા કરે તેના વિષે નવ ફક્ત શંકા ઊઠતી.

૨૬-૫-૩૨.

## પ્રભુ-શરણે

( ખંડ શિખરિણી )

કૃપા-રશ્મિ સારો
પ્રભો ! આજે મ્હારો
નથી ક્યાંયે આરો તિમિરમયતા છે જીવનમાં
સરે આશા આઘી જ્યમ સરત આરા ક્ષિતિજના;
નયનજલની અંજલિ ભરું
ચરણકમલે હું તવ ધરું
પિતા ! હૈયું મ્હારું કઠણ પીગળી ને રસ થયું;
વ્યથા પીડે મુંગી
અશ્રદ્ધા હા ! ઉગી
અશાન્તિ આ ભૂંડી હૃદયઅવકાશે ઊતરતી
પિતા ! જ્વાળા-ચણ્ડી પ્રખર બનતી અન્તર દહી.

૧૫-૯-૩૦

---

## પ્રણય-પંકજ

( કવાલીનો ઢાળ )

હૃદયરૂપ સરવર મહીં
પ્રણયરૂપ પંકજ ખીલ્યું;
ભક્તિ-સૌરભથી ભર્યું
ને ત્યાગ-સૌન્દર્યે મઢ્યું.

વિમળા હૃદયના સરવરે
પ્રેમપદ્મની છાયા પડે
જો હોય પાણી નીતરાં તો
શુદ્ધ છાયા તરવરે.

પ્રેમના પંકજ વિષે
 ભાવના ના ભૃંગનું
ગંભીર ગુંજન થાયને
 રસ-રેલ જો! રેલાય છે.

૨૪-૭-૨૮

## વેણુ નાદ

(કવાલી)

હતો એ નાદ વેણુનો
 હૃદયને મસ્ત કરનારો
વળી એ ચિત્ત હરનારો
 પ્રણયરસ રેલનારો એ.
હતો એ આવતો દૂરથી
 ગુંથાતો વાયુની લ્હેરે
હૃદય ને દૂર દોરવતો
 ઉરોઉર ઐક્ય શીખવતો.
પ્રણયના પાઠ પ્રેરીને
 અનેરા ભાવ જાગવતો
લજવતો કંઠ કોકિલના
 હતો એ ક્યાંક છુપાયો.
મુખેની ફુંકથી એમાં
 હૃદયના ગાન ગાનારો
ન જાણું ક્યાંક છૂપાયો
 પરન્તુ હાજરો ભાળું.
પશુ પંખી પવન પલ્લવ
 સરિતનીર કીરના કલરવ
સુણી એ સાદ સૌ દેવી
 ગળે છે સ્તબ્ધ શાન્તિમાં.

બની ભીરુ વળી વિહ્વળ
    વિમલ વિધુ વ્યોમથી ઊતરે
કુમુદવનની કલિકાને
    ચુમી ચુમી લેય છે લ્હાવો.

વિલોકી વારિમાં વિધુને
    કુમુદસહ કેલિ-રત, હૈયે-
અકથ સખિરી ! કંઈ અનતું
    ન વાણીમાં કહી શકતું.

વિરહ પરણ્યાં પછી પળમાં
    વિધિને એ ગમ્યું શાણી !
વિરમ, હા ! નાદ વેણુના !
    હૃદય કાં તે હવે સુણવા ?

૨૬-૭-૨૮

---

## પ્રણય મીમાંસા

( મન્દાક્રાન્તા )

પ્રાતઃકાલે અનિલ લહરી ધીરી ધીરી વહે છે
પંખીઓના મધુર રવથી જંગલો ઊભરે છે;
નીલાકાશે મૃદુલ કિરણો સૂર્યના રક્ત સોહે
માર્તણ્ડાંશુ સરિતજલમાં લાલી આછી પ્રસારે.

ઊભો રે'તું અધીર ભમરા ! બ્હાવરો શેં બને છે
પદ્મો સૂતાં હજી નવ ઊઠયાં લીન નિદ્રામહીં છે;
ક્યાંથી શોભે ! વિરહિત દિસે આખીએ રાત્રિ કેરો
રીતિ એવી પ્રણયીજનની વિપ્રયોગે ઝુરે જે.

ભૂંભૂં ભૃંગે રટણ કરીને સુપ્ત પદ્મો જગાડ્યાં
જાગ્યાં પદ્મો નિકટ નિરખી સ્નેહીને શાથી લાજ્યાં;
પેખી પ્રિયા પ્રથમ પ્રણયે પ્રિયને જેમ ધ્રૂજે
તેવી રીતે ભ્રમર નિરખી પદ્મનાં વૃન્દ કંપે.

ભેટ્યાં બન્ને પ્રણયઝરણાં અન્તરે ઉદ્ભવે છે
સ્પર્શે સ્પર્શે પ્રિય પતિ તણા પદ્મિનીપત્ર ખીલે;
ચુંબી ચુંબી કમલદલને ભૃંગ અસ્પષ્ટ બોલે
'સાંઝે કાલે મિલન મધુરૂં આપ્તવર્ગોનું ભાસે.'

ભાળી બિન્દુ કમલદલની ઉપરે ભૃંગ કે' છે
'કે'ને વ્હાલી! રૂદનમય કાં નેત્ર ત્હારાં દિસે છે?
ક્યાંથી જાણું અનુભવ વિના પ્રેમની રીતિ મીઠી!
કે'ને વ્હાલી નયન, જલથી શે મિષે છે ભરાણાં?'

સુણી એવાં વચન અધીરાં પદ્મ મીઠું લવે છે
"ત્હારૂં રાત્રે સ્મરણ કરતાં નેત્રમાં નીર આવ્યાં;
વ્હાલા સારી રજની ગઈ છે વિપ્રયોગે રૂંધાતાં
કે'ને ત્યારે નયનયુગલે અશ્રુ એ કાં ન આવે?"

આવી રીતે પ્રણય કરતાં જાય છે કાળ ચાલી
કો'ને કાજે સમય સરિતા સ્હેજ કો'દિ વિરામી?
જેને લાગ્યો જખમ દિલમાં તેજ જાણી શકે છે
કે વિયોગે સમય વહતાં પ્રેમી ઝૂરી મરે છે.

ચોંક્યાં બન્ને સુરજ નિરખી વારિમાં અસ્ત થાતો
પાસે જાણી વિરહ પળને મ્લાનિથી મ્હોં છવાતાં;
અન્તે બોલી પ્રિયપતિ કને પદ્મિની તે બિચારી
"જાને વ્હાલા જીવ તુજ જશે સૂર્યનો અસ્ત થાતાં."

ના જાયે એ રસિક ભ્રમરો પદ્મિનીરાગ-લુબ્ધ
મૃત્યુ એણે સુહૃદજનની સોડમાં જૈ સ્વીકાર્યું;
ત્યાં માર્તણ્ડે રુધિરકિરણે પદ્મિનીપત્ર ખીલ્યાં
ઘેલા ભૃંગે જીવન અરપ્યું પ્રેમની ઘેલછામાં.

જેણે વીંધ્યાં વન વન ફરી વેણુને વૃક્ષરાજી
તે કુંળા આ નલિનદલને કોરી છેદી શકયો નાઃ
ક્યાંથી વીંધે! હૃદય કુમળું પદ્મનું પ્રેમભીનું
પ્રેમી પેખી દૃષદ-હૃદયો મીણ જેવાં તવાયે.

૨૯-૭-૨૮

---

## વારિધિ

(હરિગીત)

ઓ બન્ધુ મ્હારા વારિધિ! આક્રન્દ આ શાને કરે?
શું ઓછું આવ્યું અન્તરે જેથી રુવે આર્દ્ર સ્વરે?
શું કોઈ ત્હારો નિકટનો સ્નેહી તજી પ્રીતિ ગયો?
ને વિશ્વના મંડાણથી હા! રુદનમય તું થઇ રહ્યો.

વ્યોમમાં વીચિ ઊછાળી કંઈક તું શોધી રહ્યો
એવું છૂપાયું શું ત્યહીં જેથી કરી રોતો થયો?
હા. હવે સ્હમજી શકયો આલિંગવા તું ચન્દ્રને
છોળો ઊછાળી વ્યોમમાં તલપી રહ્યો-તલસી રહ્યો.

નિષ્ફળ ગયો ને યત્નમાં આલિંગવા તું ચન્દ્રને
ત્હેમાં બને શું ખ્હાવરો! રે ભીરુમાં તું વહી જશે.
જો, સ્નેહીઓ ને સ્નેહીઓના સ્નેહની કિમ્મત હશે-
તો ખચિત એ શશિ આવીને તુજને કદીયે ભેટશે.

૩૦-૭-૨૮.

---

## પ્રલાપ

(મન્દાક્રાન્તા)

વર્ષાકાળે ગહનઘનમાં દામિની શી ઝબૂકે–
ઝબકી પાછી ક્ષણભર મહીં વ્યોમમાં જેમ ડૂબે;
તેવી રીતે વિલીન થઈ તું મૃત્યુના ગાઢગર્ભે
જીવી થોડું ચમકી વધુ ને વિસ્મૃતિમાં ગળી તું.

ક્યાં હું શોધું? જીવન! તુજને અમ્બરે વા વનોમાં
કે હું ખોળું જીવનજીવના! વારિધિના દરોમાં?
શોધી વ્યોમે અવનિજલમાં શક્ય શોધ્ય સ્થળોમાં
ક્યાં છૂપાવ્યાં મરણ! વદને અસ્થિશેષો પ્રિયાના!

૨૧-૮-૨૮

## કાં ગઈ તું એકલી?

(હરિગીત-સોનેટ)

પ્રેમના પન્થે પળી તું માર્ગમાં અધવચ્ચ ગળી!
સ્નેહ વીથિ વિસરી ને સ્વર્ગમાં વિચરી ગઈ!
હૃદય ને વિહ્વળ કરી તું છોડીને મુજને ગઈ
પદ્મ સરખી તું હતી કાં ગરજ સારી વજ્રની?

સ્વર્ગમાં સુખ છે અતિ! -શું ભૂ ભરી છે દુ:ખથી?
જો હોય એવું પ્રણયિની! તો ત્યાં ગઈ કાં એકલી?
સાથે ફર્યાં સાથે રમ્યાં સાથે ગયાં ઉપવનમહીં
કાં એ બધું ભૂલી જઈ સ્વર્ગે પળી તું એકલી?

શું પ્રીતિ ઓછી થઇ ગઈ કે પ્રેમ નીતિ વહી ગઈ?
વૈરાગ્ય આવ્યો વિશ્વથી? –ને એકલી તું પરવરી?
શું પ્રેમ ને થોથે લખ્યું બળતાં ઉરોને બાળવાં?
તરસ્યા કનેથી જલ છીનાવી ભવરણે ભટકાવવા?

મુરખ! ઉર નવ શોચતી ત્યાં તું જઈને એકલી?
કે 'કિરણ મુજ જીવન તણાં અંધારનું લેતી ગઈ?'

૭-૯-૨૮.

---

## વસમો વિયોગ

(ભાભીનો ભાવ મને ભીંજવે રે લોલ-એ ઢાળ.)

હૈડું તપે છે મ્હારું તાપથી રે લોલ!
હૈડે લાગ્યો છે ઊંડો ઘાવ રે,
રમણીનો નેહ તજી કાં પળ્યો રે, લોલ!

ખીલી વસન્ત કુંજે કોકિલા રે, લોલ!
ખીલી હૈયાની મુજ વેલ રે,
રમણીનો નેહ તજી કાં પળ્યો રે, લોલ!

વનમાં ઝૂરે છે અતિ સારસી રે, લોલ!
મીટ માંડી ને જુવે વાટ રે,
રમણીનો નેહ તજી કાં પળ્યો રે, લોલ!

નભમાં છવાય ઝીણી ચાંદની રે, લોલ!
ચુમ્બે રસાળ વિધુ પોયણી
રમણીનો નેહ તજી કાં પળ્યો રે, લોલ!

તન તો તવાય મ્હારું પાતળું રે, લોલ!
સીંચી સુધાને ક્યારે ઠારશો?
રમણીનો નેહ તજી કાં પળ્યો રે, લોલ!

વસમો વિયોગ પથ વેઠવો રે, લોલ!
ક્યારે એ પન્થ અન્ત આવશે?
રમણીનો નેહ તજી કાં પળ્યો રે લોલ?

૧૬-૯-૨૮.

---

## ઘા કરી લે

( મન્દાક્રાન્તા )

અર્પું છૂરી જખમ કર લે મર્મ તૈયાર મ્હારું
ચીરી મ્હારું હૃદય કુમળું તૃપ્ત થા, ઓ દયાળુ!
પાછી આવી તક નવ મળે વીંધવાની કદાપિ
પ્રેમીઓના વરદકરથી મૃત્યુએ મોક્ષકારી.

અર્પી આશા જખમ કરવો ધારતી હોય યોગ્ય
ઘા તો મારી લવણ પુર, ને વન્હિ ચણ્ડ પ્રજાળ.
પ્રેમી હાથે સતત બળવું ભાગ્ય કો'ને લખાણું?
ચાહે પ્રેમી પ્રણયીજનના હસ્તથી મૃત્યુ–આણું.

હું એ માગું મરણ મધુરૂં પ્રાણ! ત્હારા જ હસ્તે
કારી ઘાને સહન કરવા હૈયું આ પાથર્યું છે;
રાજી છું હું, રૂધિર સ્રવતું ભાળવા, ચીર ત્હેને–
શ્રદ્ધા ઉંડી–મરણ મટશે. માર. થંભે હવે શેં?

૨૮–૯–૨૮.

---

## વિલાપ

( શાર્દૂલવિક્રીડિત )

વાયુ મર્મરસાદમાં વિલપતો વાઈ રહ્યો વૃક્ષમાં
કંપાવ્યાં તરુપલ્લવો રુદનથી પર્ણો સુકાં ખેરવ્યાં;
ઓઢી કામળ કૃષ્ણ વ્યોમતટની રત્નાવલિથી જડી
પોઢ્યું 'તું સર શામળું ધડકતું છાતી મહીં કંપથી.

ટાંડ્યું નજરે પડે તટપટે ચિન્તા વિષે માનવી
ભેદાયું ઉર દીસતું મનુજનું કો' કારમા ઘા વતી.
નિઃશ્વાસો મૂકતો દિસે અતિ ઉંડા અવ્યક્ત કૈં દુઃખના
કો' વ્હાલું વિચરી ગયું જીગરને ભેદી હશે સ્વર્ગમાં?

ત્યાગી તે સ્થળને શિલાતલ પરે બેઠો જઈ શોચતો
ઉન્માદે બબડે વિસંગતિભર્યું ભૂલી જઈ ભાનને;
“ વ્હાલી! ચાલી ગઇ મૂકી પ્રણયીને ના ખ્યાલ આવ્યો ત્હને
ત્હારાં ભેદભર્યાં અભેય નયનો ના પાર પામી શક્યો.

આ ખીલે જલપોયણી જલ તણા સૌન્દર્યને પોષતી
ખેંચે વ્યોમ થકી વિધુ વિમલ ને મોહાવતી સૌરભે;
કિન્તુ સૌરભ પાથરી ક્ષણ પછી પામે અહો! મૃત્યુને
રે છે ઇન્દુ જતાં કુમુદકલિકા કૈં કારમું રોઈને.

જ્યારે શીતકણો પડે હિમતણા પર્ણો પરે પદ્મના
જીવે શું મધુરું, ભલે સુરભિથી એ પદ્મ પૂર્યું છતાં?
આવ્યો હા! જ્વર કારમો યમ થઈ લેવા અહીંથી ત્હને
શું સંયોગ હશે નહીં રૂચિકર પ્રેમી તણો તાતને?

ઓ!....ભાળું છવિ તાહરી નભતટે શૂન્યત્વમાં મ્હાલતી
તત્ત્વોમાં લય પામતી પ્રણયના ભાળું ત્હને હું સખી!
ના.... વ્હાલી! ઉડ તું નહીં ઝડપથી ધીરી જરા ચાલને,
સંદેશો નહિ વેણુ એક તુજને હું પાઠવું સુણને!

ઓ વ્યોમાંગણના પ્રવાસી ઉજળા! તું રોક ત્હારી ત્વરા
મ્હારે પાઠવવો રહ્યો ગહન કૈં સંદેશ આ બન્ધવા!
ના....તું એ સુણતો નથી વિરમતી ત્હારી દિસે ના ગતિ
ત્હારું દીલ દયાવતી ન પલળે શું ભાળી મ્હારી સ્થિતિ?

શીળી ત્હારી પ્રભા મધુર સ્મિત શી તું પાથરી કાં હસે?
હાંસી તું કરતો દિસે અયિ વિધુ! કલ્પાન્ત મ્હારા પરે!
સીચ્યીં શીતલતા અહો! તવ ઉરે બ્રહ્માણ્ડના નાયકે
તો દાઝયાં ઉરની પરે શિશિરતા શું છાટવી ના ઘટે?

ત્હેની મિષ્ટ સુખપ્રભા વિલસતી જ્યારે ઝીણા હાસ્યથી
ઝાંખો તું પડતો હતો ગગનમાં દાઝી અસૂયા વતી;
કાંટો માર્ગ થકી અહા ! દૂર સર્યો તે જાણી રાજી થઈ
આજે તું ફરકાવતો સ્મિત દિસે આનન્દ ઉલ્લાસથી.

કિન્તુ હા ! છકી તું ગયો મૂરખ તું અજ્ઞાત તો તું દિસે
આજે તારી પ્રભા અખંડ ઝરતી કાલે સુકાઈ જશે;
સિન્ધુમાં વળી ઈન્દુ ! તું ગળી જશે ને શોચશે ત્યાહરે
'મિથ્યા ગૌરવ ધારવું જગતમાં સૌન્દર્યનું ના ઘટે.'

જ્યારે દુઃખપરંપરા ઉતરતી કો' માનવીને શિરે
સ્નેહી બાન્ધવવર્ગ સૌ પરહરે સમૃદ્ધિમાં સાથી જે;
જો તત્ત્વો ઉલટાં પળે કુદરતી તો શી કથા માનવી
સર્વે દુઃખ સમે હસે કેમ દિસે એવો સદા દુન્યવી.

\+ + + +

ત્હેના લોચનની કદી ચમકના દીઠી હશે તારલા !
તેથી તું ચમકી રહ્યો ગગનમાં એંઆઇને ગર્વમાં;
ભૂરાં વ્યોમ વિષે મધુર નયનો આ તારલાના વતી
ચોઢ્યાં હું ચહું દેખવા સ્મિતભર્યાં વર્ષાવતાં એ અમી.

હા ! તે તો ગઈ ! તો છતાં મધુરતા તેની જરા ના ગઈ
હા ! તે લુપ્ત થઈ ! છતાં ઝરપતું ના હાસ્ય તેનું ગયું
હા ! ઊડી ગઈ ! તો છતાં પ્રતિકૃતિ જીવન્ત ભાળું બધે,
'હા ! શૂન્યે મળી ?' શોચતાં હૃદયના મર્મો દિસે ત્રુટતાં !

( મન્દાક્રાન્તા )

ને જો ! ત્હેના મરણવિરહે ઈન્દુએ બિન્દુ સાર્યાં
આંસુભીની અવનિ કરતાં ભીંજવ્યાં ઝાડપાલા;
કંપ્યાં વૃક્ષો સલિલ ધડક્યું વાયુ રોતો રહ્યો ને
રોતાં રોતાં કરુણવદને શોચતાં સર્વ લાગે.

શીળા ઇન્દુ સલિલ સરતા ! ધ્રૂજતા તારલા ઓ !
વૃક્ષો વ્હાલાં ધુનન કરતાં ! સાંભળો હું લખું તે-
"જેણે રોપ્યું હૃદયતલમાં પ્રેમનું બીજ ન્હાનું
જેણે સીંચી નયનજલથી પુષ્ટ કીધું તરુને

તે સુકાયે પ્રણય-તરુ આ ઝૂરતું નીર માટે
ઝૂરી ઝૂરી રસહીન થઈ ભૂમિ ભેગું થયું એ
કિન્તુ ઊંડા અમર તરુના મૂળ આ અન્તરે છે
આજે જાણ્યું જીવન મરણે પ્રેમથી એ ભલું છે !"

૧૫-૧૦-૨૮.

---

## દિવાના

(ગઝલ)

ભ્રમણ કરતો વિધુ વ્યોમે
ભ્રમણ કરતાં ઉડુ વૃન્દો
ભ્રમણ કરતી સદા પૃથિવી
દિવાનાં એ સહુ લાગે.

ભ્રમણ કરતો બધે વાયુ
ભ્રમણ કરતાં નભે પંખી
ભ્રમણ કરતો વને ભમરો
દિવાના એ સહુ લાગે.

નજર જ્યાં જ્યાં પડે મારી
ભ્રમણ ત્યાં ત્યાં દિસે ન્યારું;
ન જાણું કેમ સૌ ભમતાં
દિવાના એ સહુ લાગે.

ભ્રમણ કરતા દિવાના જે-
 ગણાયે તો દિવાનો હું-
ભલે થાઉં હૃદય મ્હારું
 દિવાનું સર્વદા રે' છે.

રચી સૃષ્ટિ પ્રભુજી એ
 દિવાની જો પૂરી તેમાં
ચહું મૃત્યુ દિવાની માં
 પ્રભુપ્યારી દિવાની હા!

૨૨-૧૦-૨૮

---

## હવે ના પૂછશો કોઈ

(ગઝલ)

હૃદય હળવું હવે મ્હારું
 હૃદય નબળું હવે મ્હારું
અબોલું એ બન્યું હાવાં
 હવે ના પૂછશો કોઈ.

નયન શરથી હણાયું હા!
 હૃદય હરણું બીચારું આ
અધૂરા શ્વાસ એ લેતું
 હવે ના પૂછશો કોઈ.

સ્મરણ-અસિથી વીંધાયેલું
 ઘવાયેલું- અણાયેલું
રુધિર અશ્રુથી લીંજાણું
 હવે ના પૂછશો કોઈ.

વિરહની જ્વાળ તીણીમાં
ઉકળતું એ તવાતું એ
કકળતું એ ટવળતું એ
હવે ના પૂછશો કોઈ.

બની મૂંગું રહ્યું વિનવી
મ્હને ના ખાળશો હાવાં
અઘટતું કે ઘટિત વા ના
હવેથી પૂછશો કોઈ.

ગરીબડું એ બીચારુ એ
સહન કરશે બની મૂંગું
મરણ એ માંગશે સહતાં
હવે ના પૂછશો કોઈ.

૨૭-૧૦-૨૮

---

## શાન્ત અશ્રુ

(હરિગીત)

રમ્ય સાયંકાળની આભા રહી પ્રસરી નભે
પંખી તણી પંક્તિ ઉડી આકાશથી તરુ સંચરે;
દૂર ઊભા ડુંગરે આલિંગતાં રવિના કરો
ધીરે ધીરે પાછાં સરે ને તિમિર આછું વિસ્તરે;

સરના તરંગો ભંગ થાયે તટ પરે વલયો રચી
ને કુમુદિની ઝુલતી જલે આશાભર્યાં વદને હસી;
'સંયોગ વ્હાલા ચન્દ્રનો રજની મહીં મધુરો થશે'
ઉલ્લાસમય એ ભાવથી ઉર પોયણીનું વિસ્તરે.

ક્ષણમાં હસી-ક્ષણમાં નમી-ક્ષણમાં વળી જલમાં જુવે
મુખડું પ્રફુલ્લિત આત્મનું નિરખી ઉરે ગૌરવ ધરે;
પળમાં વળી ઊંચું જુવે ગંભીર ચિન્તનમાં ગળે
ને તે સમે આશા નિરાશાનું મિલન વદને તરે;

પ્રિયતમ દિસે ના વ્યોમમાં અન્ધારું વ્યાપ્યું તો છતાં
શું આવશે એઓ નહિ?–એ ક્રૂર વિચારે ધ્રૂજે;
સ્નેહી છતાં શું સ્નેહને તરુણો તણો વિસરી જશે?
ના. ના. કદાપિ માર્ગમાં અધવચ્ચ જરી ઊભા હશે.

સન્દેહ આવા અવનવા કરતી ઊભી જલમાં ઝૂરે
એવે ચળકતા તારલાના વૃન્દ વ્યોમે વિસ્તરે;
પૂર્વ નભના તટ પરે વિલસે વિધુ રેખા સમો
તરતો તટે ઝરતો પ્રભાથી શાન્ત સુન્દર રાજતો.

પુલકિત થતી તરલિત થતી નિરખી પતિને વ્યોમમાં
ઊછળ્યાં કુમુદના અન્તરે ઊર્મિ તણાં આન્દોલનો;
ચન્દ્ર નેનો સ્નિગ્ધ કેં કે કુમુદિની જલમાં ઝીલે
ચુમ્બન કરે નીચી લળી પ્રિય કુમુદ શશિને નીરમાં.

અધરના સ્પર્શો થકી કંપી રહ્યો વિધુ વારિમાં
કિન્તુ પરસ્પર સ્પર્શથી છુટવું ગમે ના એકને;
ક્યાંથી ગમે? કોને ગમે? છુટવું પ્રિયાની બાથથી
કુમળી ભુજાના પાશમાં બંધાવું કો'ને ના ગમે?

કિન્તુ ક્ષણિક સંયોગ હા! આ વિશ્વમાં સ્નેહી તણો
તોયે ક્ષણિક સંયોગમાં આનન્દ કલ્પ અનન્તનો;
ઐક્ય સારુ ઉભય ઉરમાં ઉદ્‌ભવે છે વાંચ્છના
ને ધન્ય એ પળ આવતાં આત્મા મળે અવકાશમાં;

ઉભય ઉરની ઊર્મિઓ જ્યાંથી સ્રવે ત્યાં તો શમે
ને અન્તમાં કલ્લોલ સુણતાં મરણનો રહતાં રહે;
નિર્ભય થઇ રમતી હતી હા! કુમુદિની પ્રિય સંગમાં
એવે અચાનક વ્યોમ હા! મેઘે છવાયું કારમા;

અસ્ત કીધો ચન્દ્રને તારા ગણો ગળી તો ગયો
કુમુદને કંપાવતો ઘર્ઘર રવે ગાજી રહ્યો.
ઘનઘોર વ્યોમ તમિસ્રમાં વિલસી રહી વિજળી છટા
આરમ્ભ વૃષ્ટિ તણો થયો કો પ્રબલ વનના ધોધ શો.

વિકસિત કુસુમના પત્રમાં પાણી તણું સીંચન થતાં
ખરી તો પડ્યાં પર્ણો અહાહા! મધુરતા વણસી ગઈ!
કૃતિઓ મધુરી વિશ્વમાં પામેજ હા! ક્યમ મૃત્યુને
જો મરણ શરણે થાય તો મોતે મધુરું કેમ ના?

મધુરતા પ્રેમી સહીં સાંખી શકે પ્રભુ ના કદી
પ્રેમાળ પુષ્પ તણી મધુરતા મૃત્યુને વશ ક્યમ થઈ?

× × × × ×

પર્જન્ય શાન્ત રહી ગયો નિર્મુક્ત વ્યોમ બન્યું વળી
નિર્મળ શશિ જલમાં જુવે તો દાંડીમાત્ર દીઠી ત્યહીં;
શ્વેત પર્ણો કુમુદના છુટાં છવાયાં નીરમાં-
તરતાં વિલોકી ચન્દ્રના નેનો થકી અશ્રુ સર્યાં.

રુદન શાન્ત શશિતણું સુણતું હતું સ્થિર વિશ્વ આ
ને શાન્ત અશ્રુ સારતાં અર્પી રહ્યું આશ્વાસનો;
કિન્તુ પ્રિયાના મરણની પીડે વ્યથા હા! ચન્દ્રને
અશ્રુ ઝરતાં શશિતણું મુખડું વિવર્ણ અહા! બને.

આકાશમાં પશ્ચિમ ભણી ઇન્દુ જતાં લવતો ગયો
ને શાન્ત તે સૂર શાન્તિમાં શાન્તિ અપૂર્વ વધારતો-

ક્ષણમાં હસી-ક્ષણમાં નમી-ક્ષણમાં વળી જલમાં જુવે
મુખડું પ્રફુલ્લિત આત્મનું નિરખી ઉરે ગૌરવ ધરે;
પળમાં વળી ઊંચું જુવે ગંભીર ચિન્તનમાં ગળે
ને તે સમે આશા નિરાશાનું મિલન વદને તરે;

પ્રિયતમ દિસે ના વ્યોમમાં અન્ધારું વ્યાપ્યું તો છતાં
શું આવશે એઓ નહિ?—એ ક્રૂર વિચારે ધ્રૂજે;
સ્નેહી છતાં શું સ્નેહને તરુણી તણો વિસરી જશે?
ના. ના. કદાપિ માર્ગમાં અઘવંચ જરી ઊભા હશે.

સન્દેહ આવા અવનવા કરતી ઊભી જલમાં ઝૂરે
એવે ચળકતા તારલાના વૃન્દ વ્યોમે વિસ્તરે;
પૂર્વ નભના તટ પરે વિલસે વિધુ રેખા સમો
તરતો તટે ઝરતો પ્રભાથી શાન્ત સુન્દર રાજતો.

પુલકિત થતી તરલિત થતી નિરખી પતિને વ્યોમમાં
ઊછળ્યાં કુમુદના અન્તરે ઊર્મિ તણાં આન્દોલનો;
ચન્દ્ર નેનો સ્નિગ્ધ ફેંકે કુમુદિની જલમાં ઝીલે
ચુમ્બન કરે નીચી લળી પ્રિય કુમુદ શશિને નીરમાં.

અધરના સ્પર્શે થકી કંપી રહ્યો વિધુ વારિમાં
કિન્તુ પરસ્પર સ્પર્શથી છુટવું ગમે ના એકને;
ક્યાંથી ગમે? કોને ગમે? છુટવું પ્રિયાની બાથથી
કુમળી ભુજાના પાશમાં બંધાવું કોને ના ગમે?

કિન્તુ ક્ષણિક સંયોગ હા! આ વિશ્વમાં સ્નેહી તણો
તોયે ક્ષણિક સંયોગમાં આનન્દ કલ્પ અનન્તનો;
ઐક્ય સારુ ઉભય ઉરમાં ઉદ્‌ભવે છે વાંચ્છના
ને ધન્ય એ પળ આવતાં આત્મા મળે અવકાશમાં;

ઉભય ઉરની ઊર્મિઓ જ્યાંથી સ્રવે ત્યાં તો શમે
ને અન્તમાં કલ્લોલ સુણતાં મરણનો રડતાં રહે;
નિર્ભય થઇ રમતી હતી હા! કુમુદિની પ્રિય સંગમાં
એવે અચાનક વ્યોમ હા! મેઘે છવાયું કારમા;

અસ્ત કીધો ચન્દ્રને તારા ગણો ગળી તો ગયો
કુમુદને કંપાવતો ઘર્ઘર રવે ગાજી રહ્યો.
ઘનઘોર વ્યોમ તમિસ્રમાં વિલસી રહી વિજળી છટા
આરમ્ભ વૃષ્ટિ તણો થયો કો પ્રબલ વનના ધોધ શો.

વિકસિત કુસુમના પત્રમાં પાણી તણું સીંચન થતાં
ખરી તો પડ્યાં પર્ણો અહાહા! મધુરતા વણસી ગઈ!
કૃતિઓ મધુરી વિશ્વમાં પામેજ હા! ક્યમ મૃત્યુને
જો મરણ શરણે થાય તો મોતે મધુરું કેમ ના?

મધુરતા પ્રેમી મહીં સાંખી શકે પ્રભુ ના કદી
પ્રેમાળ પુષ્પ તણી મધુરતા મૃત્યુને વશ ક્યમ થઈ?

× × × × ×

પર્જન્ય શાન્ત રહી ગયો નિર્મુક્ત વ્યોમ બન્યું વળી
નિર્મળ શશિ જલમાં જુવે તો દાંડીમાત્ર દીઠી ત્યહીં;
શ્વેત પર્ણો કુમુદના છુટાં છવાયાં નીરમાં–
તરતાં વિલોકી ચન્દ્રના નેનો થકી અશ્રુ સર્યાં.

રૂદન શાન્ત શશિતણું સુણતું હતું સ્થિર વિશ્વ આ
ને શાન્ત અશ્રુ સારતાં અર્પી રહ્યું આશ્વાસના;
કિન્તુ પ્રિયાના મરણની પીડે વ્યથા હા! ચન્દ્રને
અશ્રુ ઝરતાં શશિતણું સુખડું વિવર્ણ અહા! બને.

આકાશમાં પશ્ચિમ ભણી ઇન્દુ જતાં લવતો ગયો
ને શાન્ત તે સૂર શાન્તિમાં શાન્તિ અપૂર્વ વધારતો–

" યુવતી હતી, કુમળી હતી, મધુરી હતી મમતાભરી
આ વિશ્વ–સરના વારિમાં વણસી ગઇ વણસી ગઇ!
સખિરી ગઈ! રડતી ગઈ! મુજને રડાવી તું ગઇ
આવું સખી ! મળશું ફરી–અનન્તમાં ડૂબી જઈ. "

* * * *

છૂટાં છવાયાં શ્વેત પર્ણો કુમુદના તરતાં રહ્યાં
ને શાન્ત સરના નીરમાં મોજા ઝીણા ઉઠતા હતા.

૧૨–૨–૨૯.

## જીવનની મઝા

(હરિગીત સૉનેટ)

હું ઇન્દુ તું મમ કૌમુદી, હું મેઘ તું સૌદામિની*
હું સુમન તું પરિમલ બને તો જીવન જીવવાની મઝા;
ક્ષુબ્ધ હું તવ વારિધિ ને શાન્ત તું સ્રોતસ્વિની
મમ મીન તું તવ નીર હું તો જીવન જીવવાની મઝા.
હું યોગી તું મમ સાધના, હું કાય તું મમ છાય ને
હું ભૃંગ તું મમ પદ્મિની તો જીવન જીવવાની મઝા.
ધ્વનિ હું બનું પ્રતિધ્વનિ બને તું, રત્ન હું મમ તું પ્રભા
નવમલ્લિકા તું આમ્ર હું તો જીવન જીવવાની મઝા.
કવિ હું બનું મમ કલ્પના તું, કાવ્ય હું રસ તું બને
ઉર હું બનું મમ ઊર્મિ તું તો જીવન જીવવાની મઝા.
અમર આશા હું બનું શાશ્વત નિરાશા તું બને
જીવન બનું મૃત્યુ બને તો જીવન જીવવાની મઝા.
બ્રહ્માણ્ડમાં વિલસી રહું જો તું રમે મમ આત્મમાં
આત્મા તણી યદિ એકતા તો જીવન જીવવાની મઝા;

૯–૩–૨૯.

* વીજળી.

## સાગરમાં સમાધિ

( ઉપજાતિ )

સંગીત ધીરું કરુણું ધૃતિભર્યું
અસીમ વિસ્તીર્ણ સમુદ્ર સારે;
બ્રહ્માણ્ડ સંગીત તણા તરંગે
અસંખ્ય આન્દોલનમાં તરે છે.

ચુમે તરંગાવલિ ભંગ પામી
પાષાણના મ્હેલ તણી દિવાલો;
ધોળાં ફુલોના સ્રજતુલ્ય ફીણ
આલિંગતું શ્યામશિલા કિનારે;

યુવાન ભાવે સ્રવતી તરુણી
છતાંય જાણે કરમાઈ વેલી;
તરંગમાલા ગણતી નિધિની–
પ્રાસાદ–ગોખે સ્થિર થૈ ઊભી'તી.

તરુણ ત્યાગી તરુણી મધુરી–
દેશાન્તરે અન્તરમાં દુભાઈ–
પળ્યો, ન આવ્યો ફરીથી કદાપિ
મુગ્ધા વિયોગે ઝુરતી રહી'તી.

વર્ષો વીતાવ્યાં વસમા વિયોગે
સ્નેહીતણાં ચિન્તનમાં છતાંયે
પામી નહીં દર્શન તે બીચારી
વિશીર્ણ આશા થઈ સુન્દરીની.

ઉદાસ ભાવો વદને તરે છે
આંસુતણી હા! સરિતા સ્રવે છે
નિઃશ્વાસ ઊંડા અધરે સ્ફુરે છે
વિષાદ વાણી મુખથી સરે છેઃ–

કુદરત ઢળી નિદ્રા મહીં કુદરતતણાં બાલો સરી–
કુદરતતણાં ઉત્સંગથી વિચરી રહ્યાં સ્વચ્છંદથી;
નિજ વૃન્દથી છૂટો પડી કો' તારલો ખરતો વળી
ક્ષણ એક તેજ પ્રસારતો આકાશમાં ડૂબતો ફરી.

બ્રહ્માણ્ડ રંગભૂમિ પરે પાત્રો રમે બ્રહ્માણ્ડના
બ્રહ્માણ્ડ જુનું ને મધુરું શાન્ત સંગીત સારતા;
સ્તબ્ધ બાળા ચિત્ર ભાળી પૂર્ણ પ્રતિભાથી ભર્યું
હૈયું ભરાતાં ઊર્મિથી કૈલાસને બેઠી ઠરી.

કમનીય કાયા પાતળી કાળા વસનમાં સોહતી
ને મેઘકાળા વ્યોમમાં વિદ્યુલ્લતા સમ ઓપતી;
એવે સરિજ્જલમાં જુવે નિષ્પંદ નેને સુન્દરી
ચુમ્બનતણો વિનિમય કરે છે નીરમાં શશિકુમુદિની.

તન્ત્રી મૂકી ઉત્સંગમાં તારો વીણાના સારતી
ઝણ ઝણ સૂરે તારો તણા સૂર આત્મનો આલાપતી.
" ચન્દ્ર ખીલે ચુમ્બને તો કુમુદિની આલિંગને
ને ભૃંગ ખીલે સૌરભે તો પદ્મ વિકસે ગુંજને. "

સરિતા વહે કલકલ કરી તનતન વીણાતારો સરે
ઊર્મિ ઊછળતી ગીતની બ્રહ્માણ્ડમાં પ્રસરી રહે;
સંગીત રાગી તારલા સંગીત રાગી ચન્દ્રમા
સંગીત રાગી આભલાં* ડોલી રહ્યાં આકાશમાં;

સંગીત જીવન રેલતું શું જડ અને ચેતન મહીં
સંગીત પ્રેરે પ્રેરણા જીવન બધું તન્મય કરી;
સારંગ વીણાવાદને સુણતાં બને જ્યમ બ્હાવરો
વિહ્વળ બન્યો હું એ સુણી સૂર તન્ત્રીના તારોતણો.

* વાદળાં.

લોહચુમ્બક લોહને ખેંચે અકલ આકર્ષણે
તેવી રીતે સરિતાતટે ખેંચ્યો મ્હને ઉરચુમ્બકે;
તન્મય હતી 'વીણાવતી' કો' યોગિની જ્યમ યોગમાં
સ્થૂલ ચેતન સર્વ ભૂલી આત્મના આહ્લાદમાં.

પગરવ સુણી મૃદુશાન્તિમાં થઈ ભંગ આત્મસમાધિમાં
સંભ્રમવતી ચમકાવતી નેનો ચકિત હરિણી સમાં;
સંકોરતી નિજવસ્ત્રને, ને કેશ સ્નિગ્ધ સમારતી
કિન્તુ નિકટમાં સ્નેહીને પેખી અધર ફરકાવતી.

નેનો મળે ચારો અહા ! બન્ને ઉરે વીજળી વહે
ને દ્વૈતના ભેદો ભૂલી અદ્વૈત કેવલતા ચહે;
સ્નેહના નવઅંકુરો સ્નેહી તણા ઉર-ક્ષેત્રમાં
ફાલે ફુલે જલ જો મળે વ્હાલાં જનોનાં નેત્રનાં.

સ્નેહના નવતન્તુઓ તન્તુ મટી ગ્રન્થિ બને-
પ્રત્યેક તત્ત્વો વિશ્વના એ ગ્રન્થિથી વળગી રહે;
સંસાર પારાવારને આરે ઊભેલા માનવી !
તરવા ચહે જો વારિધિ તો સ્નેહ દૈવી નાવડી.

તન્ત્રી ખસેડી અંકથી વાણી શુચિ મુખથી વદે
ઋતુરાજ-કાન્ત-વસન્તમાં શું વેલના ફુલડાં ખરે !
"વ્હાલા ! જુવો ને ચન્દ્રમા સરતો દિસે જલમાં હસો
ને હાસ્યથી મલકાવતો શરમાવતો એ કુમુદિની."

ધીમે ધીમે મમ પાસમાં આવી ઊભી 'વીણાવતી'
ઊર્મિ ઊછળતાં ઉરથી મમ ઉરને આલિંગતી;
વેલીસમા મૃદુ હસ્તથી મમ કણ્ઠને અવલમ્બતી
આશાભર્યાં સ્થિર નેત્રને મમ નેનમાં આરોપતી.

શાન્ત અમ્બર અઙ્કથી અવનિતલે અવરોહતાં
ઈન્દુ ચમકતો ભાલમાં ને નેત્રમાં વ્હાલીતણાં;
અસ્પષ્ટ ભાવો સ્નેહના ઉર ઊર્મિને મથતા હતા
ને હૃદય-ગહ્વર ભેદતાં નેનો મહીં વસતા હતા.
× × × ×
ભેદો ઊંડા પૃથ્વીતણા તેથી ગભીર આકાશના
નિગમના તેથી ઊંડા-સૌથી ઊંડા ઉરના અહા!
વાંચી શકે-કલ્પી શકે-જ્ઞાની નિગમના ભેદને
કિન્તુ હૃદયના ભેદને તો તરુણ ફક્ત કળી શકે;

કલ્પી શકયો-વાંચી શકયો-સ્હમજી શકયો પળમાત્રમાં
બ્રહ્માણ્ડ ઊંડા ભેદને એ નેત્રના ઊંડાણમાં;
નેનો મળ્યાં-અધરો મળ્યા-રસ સ્નેહના ઝરણાં વહ્યાં
ગિરિ નિર્ઝરોથી શુદ્ધ એ રસ-સ્રોતમાં ન્હાતાં રહ્યાં;

નિર્દોષ જીવનની મઝા નિર્દોષ ચુમ્બન શું નથી?
સાફલ્ય જીવનનું અહા! રસપૂર્ણ ચુમ્બન શું નહીં?
"હું તું અને તે" સૌ તજી આત્મા રમે પરમાત્મમાં
શક્તિ અલૌકિક કો' હશે હા! અધરના સન્ધાનમાં!
+ + + +
એવી રીતે રજની વહે-પ્રાચી તટે સ્ફુરતી પ્રભા
ને પુણ્ય એ ક્ષણ વીતતાં વદને તરે ગ્લાનિ-છટા;
સુખદ પળ સહવાસની સ્મરતાં અતિ મન રંજતું
જ્યારે સ્મરું રજની અહા! તે શાન્ત સંગીત ગુંજતું-

"ચન્દ્ર ખીલે ચુમ્બને તો કુમુદિની આલિઙ્ગને-
ને ભૃંગ ખીલે સૌરભે તો પદ્મ વિકસે ગુંજને."

૨૯-૪-૨૯.

# પ્રસ્થાન

( અનુષ્ટુપ )

જનની જન્મભૂમિ ને પિતા પ્રેમાળ પત્નીને
પ્રાતઃકાળ થતાં જાવું ત્યાગીને દૂર દેશમાં;

( માલિની )

ઝરમરઝર વરસી મેહુલો શાન્ત થાયે
તરલ ધવલ અભ્રો છિન્ન વ્યોમે જણાયે;
રજનિ સકલ વીતી ચક્ષુ સ્હેજે મળ્યાં ના
તિમિર ગહન વ્યાપે અન્તરાકાશમાં હા!

( વસન્તતિલકા )

અન્તે ઊભી ખડી થઈ દૃગની સમક્ષ
છેલ્લી પળો મિલનની સહસા અલક્ષ્ય;
માતા પિતા ભગિની બાન્ધવ મિત્રવર્ગ
આંસુવતી તરલચક્ષુ શું થૈજ સર્વ;
પાયે પડ્યો જનની ને ચરણે પિતાને
ભેટ્યો સુહૃદ્ પ્રણયથી નિરખ્યાં બધાને;
રેણુ ચુમી મધુર જન્મભૂમિ તણી મેં
તોયે શમ્યો ઊછળતો નવ ઊર્મિ–નિધિ;

હેયું કહે સબુર !–ના હજીએ મળ્યો તું
નેનો વદે સબુર !–ના નિરખ્યાં બધાને;
ક્યાં છે ?–થતાં હૃદય–વાહી તરંગ ક્ષીણા
કંપી ઊઠી હૃદયની અતિ તંગ–વીણા;

નેનો ફરે વિકળ–બ્હીકણ ખણ્ડ ખણ્ડે–
આવાસના, તદપિ નિષ્ફળ થાય યત્ને;
ઊભાં બધાં ગુરુજનો મુજને વીંટાઈ
તેથીજ શું કુલ–વધૂ નવ ત્યાં જણાઈ!

એવે સરે દૃગ અચાનક મેડી દ્વારે-
ચોંટ્યાં, ખસે નવ પડે પલકાર સ્હેજે;
વેણી છુટી લટ ઊડે ફરકી કપોલે
તે અભ્ર ભેદી વિલસે શશિ શાં દૃગો તે.

આંખો વિશાલ વિરહાશ્રુવતી લસન્તી
આંસુ પૂર્યાં શરદ-અમ્બુજ શી દિસન્તી;
ચન્દ્રાસ્તના સમયમાં ગમગીન જેવી-
વ્યોમે છટા, વદનમાં તરતીજ તેવી.

અન્તે નમ્યાં નયન ને નિકળ્યો હું ચાલી
છોડ્યાં પિતા-જનની ને પ્રિય રોતી વ્હાલી!

× × × ×

ઓ વૃક્ષ પંખી નભ શાન્ત સરિત્તરંગ!
આત્મીયતા અનુભવું તમ સર્વ સંગ;

છેલ્લા પ્રણામ તુજને અયિ માતૃભૂમિ!
કલ્યાણી ઓ! વિવિધ કૌતુકથી ભરેલી!
વન્દું ગિરિ! શિખર! કન્દર! વૃક્ષરાજી!
નિર્દોષ બાલવયના રમણીય સાથી.

+ + +

આવી ઊભો અપર કો જલધિ કિનારે
સર્વત્ર નૂતન વિચિત્ર પ્રદેશ ભાસે;
રોઈ રહ્યું હૃદય દુઃસહ એ વિચારે
"રોતી હશે ગૃહ-ખૂણા મહીં હા! હશે તે!"

૨૧-૮-૨૯

# કૌમુદીમાં

( અનુષ્ટુપ )

મેઘ માલા સમી હાર દૂર ડુંગરની નમી
ઈન્દુના તેજમાં ન્હાતી પુણ્યસ્રોતા સરસ્વતી.

( મન્દાક્રાન્તા )

પેલે તીરે તરણી તરતી વારિમાં શુભ્રવર્ણી
જાણે હંસી શયન કરતી શ્વેતપર્ણો પ્રસારી;
નૌકા ઝૂલે કિરણ શશિના ભંગ થાતાં નદીમાં–
હાસ્ય સ્ફુરે વિમલ જલમાં કૌમુદી મિશ્ર થાતાં;

( અનુષ્ટુપ )

નૌકા તું લાવ ત્હારી ઓ ભલા નાવિક ! આ તીરે
સ્હામે પાર જવું મ્હારે ઊતાર નાવને નીરે.
હાક ઊંડી સુણી મ્હારી ઘૂમતી વ્યોમ વારિમાં
નાવિકે હોડીને છોડી વૃક્ષથી ક્ષણ માત્રમાં

(મન્દાક્રાન્તા)

વાયુલ્હેરે લળતી ઝૂલતી નાવડી ધીરી ધીરી
આવે જાણે વિમલ વસના દિવ્ય કો યોગિની શી;
સ્વર્ગંગાના અતલ જલમાં કૌમુદી મૂર્તિમન્ત–
ચાલે ધીમાં ચરણ ભરતી તેમ નૌકા તરન્ત.

( અનુષ્ટુપ )

આવતાં નિકટે હોડી મારી હાક ખલાસીએ
ચઢ્યાં નાવે હમો બન્ને હંકારી તરણી જલે;

(પ્રભાતનો કાળ)

કૌમુદી વ્યોમના સકલ વિસ્તારમાં
ભવ્ય ગિરિ કન્દરે શાન્ત ઝરતી,
નાચતી સ્રોતના વારિમાં અવતરી
દિવ્ય આનન્દથી અવનિ ભરતી.

કામિની કોમલા કમલ કરપાશથી
આવરી કણ્ઠ મમ હૃદય ભરતી,
ઈન્દુના બિમ્બની કાન્તિ અવમાનતી
વાણી અધૂરી છતાં મધુર લવતીઃ-

"મ્હારું જીવન અહો! હોય આવું સદા
દૂર-અતિદૂર સંસારથી હા!
મૈત્રી કુદરત તણી તત્ત્વની અનુભવું
અન્તમાં તત્ત્વ તલ્લીન થાઉં!"

ભવ્યતા દિવ્ય કો' ભાલમાં ભભકતી
સ્તબ્ધ તરુણી થતી નેત્ર ગળતી
શૂન્ય હૃદયા બની-તરણી તીરે વહી!-
સ્મરણ સ્ફુરતાં કંઈ પુનઃ વદતીઃ-

"તીરે આ તો તર્યાં અપર તીરે તરી
જીર્ણ જીવનતણા સાન્ધ્યકાલે-
શૃંખલા ક્ષુદ્ર સંસારની પરહરી
ત્યાંય શું અન્તમાં જાશું સાથે!"

૧૬-૯-૨૯.

## એકલતા

( શાર્દૂલવિક્રીડિત સોનેટ )

વ્હાલા ! કે' ઉર-વારિધિ-જલતણાં આન્દોલનો ક્યાં શમે ?
છોળે છોળમહીં કરુણરસના પ્રાસો ચઢે ઊતરે.
તું કે' શે 'નભમાં'; નહીં. નભતણું છે પાત્ર ન્હાનું ખરે!
જ્યાં જ્યાં દૃષ્ટિ સરે ત્યહાં ક્ષિતિજથી બાંધેલું વ્યોમે દિસે.

આંખો મિષ્ટ અમીભરી નવ મળે ક્ષારામ્બુધિ વારિને
બિન્દુમાત્ર ઝરી મધુર કરવા ને ટાળવા ક્ષારને;
ના. ના. સાંભળનાર વિશ્વભરમાં કર્ણો હવે પ્રાસને
પડ્યા માત્ર પછી અનન્ત દિકમાં શૂન્યત્વમાં ઓસરે;

ના નેનો, નવ કર્ણ, ના અધર, ના હૈયું મધુરું જડે
જોવા, સાંભળવા, કપોલ ચુમવા, આલિંગવા હા! હવે!
આતપ્ત પ્રબલ પ્રચણ્ડ કિરણે માર્તણ્ડના ઊકળે
ને ખારું ઉર-વારિધિ-જલ વધુ ખારું કટુ જો ! બને !

વ્હાલા ! કે' ઉર-વારિધિ-જલતણાં આન્દોલનો ક્યાં શમે ?
છોળે છોળ મહીં કરુણરસના પ્રાસો ચઢે ઊતરે.

૧૨-૧૧-૨૯

---

## મ્હારી ભૂલ

( શિખરિણી )

ઊભો સાયંકાલે સરવર તણા શાન્ત પુલિને
ગિરિશ્રેણી ત્યાંથી નજર પડતી પૂર્વ ક્ષિતિજે;
ઢળી પાણી માંહે કુસુદ રચતી રમ્ય વલયો
અને તેમાં ગુંથે કિરણ રવિના હેમકણીઓ.

( માલિની )

લલિત કુમુદકાન્તિ અર્ધ પામી વિકાસ
નયન જલભરેલાં સ્હેજ ભાસે હતાશ;
વિનીત વદન ધારી વીનવે મૂક સાદે-
" મનહર અયિ સન્ધ્યે ! વ્યોમ માંહે છૂપાને ! "

( અનુષ્ટુપ )

કહ્યું શું આવું સન્ધ્યાને ન્હેલાં તો કળી ના શક્યો
પરન્તુ ક્ષણમાં ત્હેનો ભાવાર્થ સ્હમજી વદ્યો
" બ્હેન ! આશા વૃથા સેવો આશા છે ઉર-દાહિની
વાટ તે કયાં સુધી જોશો વ્યોમ-પન્થ-પ્રવાસીની ? "
સુણી આવું હસી ધીરું બોલે બ્હેન કુમુદિની
" શ્રદ્ધાને ધીરતા વીરા ! મ્હને સૈણ સ્વભાવની. "

( ઉપજાતિ )

સૌન્દર્ય સન્ધ્યા તણું ભવ્યતામાં
એવે વિરામે રજની થતામાં;
બાલેન્દુ સોહે ગિરિશંગભાલે
તેથી ગિરિ ધૂર્જટિ* શો જણાયે.

( માલિની )

મૃદુલ નયનબાણો ઇન્દુ સારે નભેથી
કુમુદ હૃદય પ્રેમે પાથરે વીંધવાને;
પળ ભર ઉર કંપ્યાં દીર્ઘ આલિંગનેથી
તદપિ તરત બન્ને સ્થૈર્ય ગાંભીર્ય સેવે.

---

* શિવ.

કુમુદ ઢળતી ધીરે વારિ મધ્યે નમે, કે-
તરત શશિ કપોલે દીર્ઘ ચુમી ભરે છે
મધુર કંઈક કર્ણે ચન્દ્ર ત્હેને કહે, ને-
તરલ કુમુદ ફેંકે વિહ્વળી દૃષ્ટિ 'તીરે'.

(અનુષ્ટુપ)

ભાળી મ્હેં ભૂલ ગંભીર મ્હારી, શોક મને થયો
ત્વરાથી તીર ને છોડી માર્ગે હું મમ સંચર્યો.

૧૩-૧૧-૨૯

---

## પ્રમાદી અશ્રુઓ

(શિખરિણી)

નિરાશા દૈવીના ગભીર તલથી જે વહી રહ્યાં
પ્રમાદી તે અશ્રુ નવ કળી શકું શું કહી રહ્યાં!
સરે આંખો જ્યારે કુસુમિત લતા પેલી ઉપરે
કંઇ ઊંડું ઊંડું, હૃદય સ્મરણે, પુણ્ય ઊભરે.

સુતું કોઈ જાણે પુનર ઉઠતું જાગ્રત થઈ
ભુલાયેલી પૂર્વે લલિત છવિની આકૃતિ લઈ;
ખરે! શું તું એ છે?–કઠિન હૃદયે! શું તવ છવિ?
છૂપાઇ પુષ્પોમાં હજી સુધી ખરે તું અણચિની!

કહાં પાછી આવી હૃદય દમતી કાં ફરી ફરી?
કહ્યું તેં શું પૂર્વે?–સ્મરણ કરને તું સખી! જરી–
"નહિ આવું પીડું"–વચન તવ શું એ નવ હતાં?
વધારે કાં આવી, સુરખ–મધુરી! અન્તર વ્યથા?

F. 6.

છબી તેની પાછી કુસુમદલમાં દીન બનતી–
ગળી; મ્હારાં આવાં કઠિન વચનો નિર્દય સુણી;
* * * *
પ્રમાદી તે અશ્રુ નવ કળી શકું શું કહી રહ્યાં
ગઈ તે ને પાછાં પ્રબલ સરિતા શું વહી રહ્યાં !

૯–૧–૩૦.

---

## પત્ર પ્રાપ્તિ

( મન્દાક્રાન્તા )

આવ્યો ત્હેનું હૃદય વહતો પત્ર પ્રેમી પ્રભાતે
ફોડયો–વાંચ્યો–અધીર અધરે ચુમ્બને આર્દ્ર કીધો;
ના જાણું જે કંઇ કંઈ થયું વર્ણવી એ શકું ના
શબ્દે શબ્દે કંઇક હતું જે બ્રહ્મ બ્રહ્માણ્ડ જેવું;

( અનુષ્ટુપ )

નહિ ભાષા તણો ઓપ પત્રમાં વળી શૈલીનો
નહિ સંબદ્ધતા વાક્યે શબ્દે શબ્દ ત્રુટિભર્યો !

( મન્દાક્રાન્તા )

ત્હોયે ત્હેના સરલ હૃદયે કૈંક એવું ઉમેર્યું
જેણે મ્હારા હૃદય–સુમને દિવ્ય માધુર્ય રેડયું;
જેવી રીતે અકલ ગતિથી પદ્મનું પત્ર ખીલે
તેવી રીતે હૃદય–કુસુમે પત્રથી પૂર્ણ ખીલ્યું;

શૃંગારે વા કરુણરસમાં પૂર્ણ આનન્દ ના જે
વીણા તારે મધુરસુરના દિવ્ય ઝંકાર ના જે
સાયંકાલે ગભીરસરમાં મન્દ વીચિ નહીં જે
તે તેણે આ સરલ–હૃદયી પત્રમાં સર્વ પૂર્યું.

વાંકા ચૂકા સરલ અધૂરા વ્યંજનો ને સ્વરોમાં
કો' શાસ્ત્રીને જરુર જડશે ભૂલ વાક્યાવલિમાં;
કિન્તુ શાસ્ત્રી! નિયમ કળી ના તું શકે શોધતો ના,
ત્યાં વ્યાપેલો નિયમ તુજને લાધશે ના, કદી ના.
૧૮-૧-૩૦.

---

## આનન્દ મૂર્છા

(અનુષ્ટુપ)

" વીતશે દીર્ઘ આ વર્ષો, રાત્રિ દુઃસહ કારમી
જડાશે અન્તરે ઊંડી આજે તે સુખની છવિ. "

(મન્દાક્રાન્તા)

ઘેરા લીલા સરયૂજલમાં વેણુનો નાદ મન્દ
ઝીલે ડોલી સલિલ લહરે જાગતાં પદ્મ વૃન્દ;
આછાં નીલાં તરુણ તૃણના પુંજમાં હંસ યુગ્મ
આવું સુણી કલરવ કરી નાચતાં થાય મુગ્ધ.

(અનુષ્ટુપ)

પ્રભાતે સરયૂતીરે જ્યારે ખીલી વસુન્ધરા
તરુ છાંયે ઢળી ત્યારે બોલે અન્તર "ઉર્મિલા"
"જ્વાળા હા! શમશે આજે કેતકી પુષ્પ બાળતી
સીંચાશે અન્તરે શાન્તિ ત્હેના દર્શન-વારિથી.

(ઉપજાતિ)

'સન્ધ્યા થતામાં તરુકુંજ નીચે
થઇશ તે અન્તરની સમીપે;
રોપી અધીરાં નયનો જ નેને
અતૃપ્ય ઉરે નિરખીશ ત્હેને.

વેલી મૃદુ પેલી પ્રફુલ્લ પુષ્પે
આલિંગી ત્હેના પ્રિયને પૂછે જે;
તેવુંજ અસ્પષ્ટ મુખે વદીને
પૂછીશ હું એ કંઈ વેલુ ત્હેને;

સરોજ પેલું હસતું મધુરૂં
ભૂં ભૂં સુણી ભૃંગનું ગાન, ભીરુ
સન્ધ્યા સમે ષટ્પદનું અધૂરૂં
હસીશ હુંએ સૂણી ગાન ધીરૂં."

પરન્તુ એવે સરયૂતરંગે
નિહાળ્યું કો' કૌતુક દિવ્ય તેણે;
ચંચુ પ્રિયાની ગ્રહી કેલિ અન્તે
ચંચુવતી ચુમ્બન કીધું હંસે.

વિલોકી સ્નેહાળ મરાલ-યુગ્મ
અવ્યક્ત આનન્દથી થાય મુગ્ધ;
અપૂર્ણ આશે-વળી કલ્પના એ
આનન્દ-મૂર્છા મહીં તે તણાયે.

૨૦-૧-૩૦.

---

## વેદના

( શાર્દૂલવિક્રીડિત )

અંતર્-ગૂઢ-ઘન-વ્યથા હૃદયના મર્મો ઊંડા છેદતી
આંસુને અટકાવતી, મનતણા સંકલ્પ થંભાવતી;
શાન્તિ અન્તરમાં હતી પ્રથમ જે ખન્ધુ ! સમૂળી ગઈ
શૂન્યત્વ પ્રસરે ઉરે, ઊતરતું અન્ધારું ગાઢું થઈ.

ઇચ્છું કારણકાર્યની ગહનતા હું ભેદવા બુદ્ધિથી
તેમાં સંભ્રમ સર્વવ્યાપી નિરખું ને ક્ષુબ્ધ તેથી બનું;
અન્તર્જાલ તણું પ્રથક્કરણના કો'દિ કરી હું શકું
ક્યાંથી કારણ આપવું ખબર ના અવ્યક્ત તે કૈંકનું.

વિજ્ઞાને નિરમ્યાં અનેક જગમાં યન્ત્રો પ્રથક્ માપનાં
અન્તર્માપક યન્ત્રની તદપિ એ બાકી હજી યોજના.
વિશ્વે માત્ર નિહાળું હું હૃદયમાં સુહૃદ્ તણા એકલા
એવા યન્ત્ર તણી અપૂર્વ રચના તેથી કહું 'વેદના'.

૧૩-૨-૩૦

---

## દિવ્ય મિલન

(અનુષ્ટુપ)

વેગ વાહનનો ધીરો પડ્યો, અન્તરનો વધ્યો
ઊતરી ગાડી માંહેથી, માર્ગે હું મન્દ સંચર્યો;
હૈયાંથી અળગું હૈયું સમાશે હૃદયે ફરી–
આજે, એ વિચારે તો રહ્યું અન્તર ઊછળી.

(ઉપજાતિ)

ન જાણું જે કૈંક અપૂર્વ થાય
આભાસ ત્હેનો ઉરમાં જણાય;
શોધું ઉરે ને નવ હાથ લાગે
અચિન્ત્ય ને આકૃતિહીન ભાસે.

એવે વિલોક્યું ઘર દૂર મ્હારુ
ઘેરી ઘટામાં તરુની છૂપાયું;
ભાળ્યું જતાં ત્યાં મુખડું પ્રિયાનું
કેવું ?–ન જાણું ઉપમાન ત્હેનું.

પ્રસન્નતા વા વળી ખિન્નતાની
સુસ્પષ્ટ છાયા પ્રિયમાં હતી ના;
પરન્તુ ચિન્હો કરમાયલાં કો'–
પ્રચણ્ડ તાપે, ફુલનાં નિહાળ્યાં.

અન્યોન્ય જોતાં પળ એક ઊભાં
ક્ષણે બીજી અન્તર તન્તુ ગૂંથ્યા
ન જાણું ક્યારે વળી કેવી રીતે
વહી ગયો કાળ! પળ્યાં વિખૂટાં!!

૧૫-૨-૩૦.

---

## સરળતા

(મન્દાક્રાન્તા)

સાદી ભોળી અભણ તદપિ પૂર્ણ પ્રેમાળ બાલા
ખોલે હૈયું નિજ પ્રિય કને સ્નેહથી પત્રદ્વારા;
પત્રે વાક્યો સરળ અધૂરાં શિષ્ટ ભાષા વિનાનાં
તો એ ત્હેમાં સરસ કવિના કાવ્યની દિવ્ય છાયા;

ન્હોતી ત્હેમાં વિરહી જનની ભાવના વેદનાની,
કાવ્યોદ્યાને રમણ કરતી તીવ્રતા નાયિકાની;
તો એ એવું કંઈક હતું જે સર્વથી દિવ્ય ઉચ્ચ
જેની તોલે સકલ જગના વાંગ્મયો તૃણ તુલ્ય.

'વ્હાલા' 'પ્યારા' 'રમણ' અથવા અન્ય એવા પ્રકારો
પ્રેમીઓમાં પ્રચલિત વળી વાપરે કાવ્યકારો;
તેવો એકે પ્રણય વહતો (?) શબ્દ ત્હેમાં હતો ના
કિન્તુ સીધી સરળ રીતિએ પત્ર આરમ્ભ કીધો–

"ક્યારે ત્યાંથી નીકળી શકશે? આવશે આંહી ક્યારે?
અત્રે ત્હારા વિણ નવ ગમે" આટલાં વાક્ય દીપે.
બન્ધુ! આવું જગતભરના પ્રેમીઓમાં હશે શું?
આ'વી હોયે ઉર-સરળતા દુઃખ તો આ જગે શું?

૨૬-૨-૩૦.

---

## સ્મૃતિ

(પદ)

દૃશ્ય મનોહર વનનાં,
ચિત્ર અનેરાં નભનાં,
સુન્દર કરણો જગનાં,
બાલા! નેનમહીં તવ દિસતાં.

ડુંગર ઉરના ભેદી-
ભીતર કોતર છેદી-
રસ ઝરતી નિર્ઝરણી-
બાલા! નેન તટે તવ રમતી.

પ્રાસ સુભગ જલધિના-
વાણી મહીં ઊછળતા-
કર્ણ તટે અવતરતા-
બાલા! મુગ્ધ મને તવ કરતા.

મિષ્ટ સુધા મધુ-ધારા
મિષ્ટ ખરે! ફુલમાલા
સૌથી મધુર તે ત્હારાં
કિન્તુ, ચુમ્બનની સ્મૃતિ બાળા!

દિવ્ય-મિલનની આશા,
પ્રેમ તણી અભિલાષા,
સ્નેહી હૃદયની ભાષા
કે' કે "રાખ હજીએ આશા."

૧૦-૩-૩૦

## સૂકી પાંખ

( શિખરિણી-સોનેટ )

ચહું ભૂરાં ઊંડા ગગન-સર-નીરે વિહરવા
વળી વાંચ્છું લીલાં વિટપ વિટપે હું વિચરવા;
વિલોકી ને ઊંચા, ભ્રમણ કરવા, ડુંગર શિરે
સદા ઇચ્છું; ઇચ્છા તદપિ હૃદયે હાય ! વિરમે !

શમે વાંચ્છા જન્મી ક્ષણભર મહીં અન્તર તલે
ધૂમાયેલો અગ્નિ પ્રબલ બનતો અન્તર દહે;
સુકાયે જ્વાળાએ હૃદય-સર-વારિ પળપળે
અને ધીરે ધીરે, સરવર મટી એ રણ બને.

ચહે પંખી વ્યોમે વિપિન-ગિરિ-વાટે વિચરવા
કરે કોટિ યત્નો નિજ હૃદયની આશા પૂરવા.
જરા ઊંચે ઊડે ક્ષણ પણ નભે ના સ્થિર રહે
અહા ! તેને ભાસે ઊણપ બળની પક્ષયુગલે.

જુવે-ઇચ્છે-કલ્પે કંઈ કંઈ નવું નિત્ય સઘળે
પરન્તુ તે સર્વે જ્વલિત અનલે ઇન્ધન પૂરે.

૫-૫-૩૦.

## ભૂત સ્મરણ

( હરિગીત–સૉનેટ )

નિદ્રા વિહોણી રાત્રિમાંહે શાન્તિ જ્યારે વ્યાપતી
સ્મૃતિઓ સુખી (?) ત્યારે ઉરે ગતકાળની તાજી થતી;
'અશ્રુ અકારણ, હાસ્ય નિર્મલ, સ્વચ્છ ઝરણાં સ્નેહનાં–
વહતાં હતાં, સ્ફુરતાં હતાં, ઝરતાં હતાં જે કાળમાં.

મેઘ–કાળા વ્યોમમાંહે નિરખતાં વિજળી છટા
પલકાર તે નયનો તણાં સૌદામિની અવમાનતાં;
કલ્પનાનાં ચક્ષુથી જે મૂર્તિનું દર્શન થતાં–
હા ! કાવ્યમયતા વિશ્વમાં સર્વત્ર નેનો ભાળતાં.

પ્રકૃતિમાં પૂર્ણતાની માત્ર માત્રા જે હતી–
જેને નિહાળી પ્રકૃતિએ પ્રેરણામૂર્તિ થતી.
અવ્યક્ત ભાષા વ્યક્ત કરતાં પ્રેમી નેનો પ્રેમની'
લુપ્ત સર્વે તે થયાં હા ! કાળના ઉદધિ મહીં.

કાવ્યમયતા – અશ્રુમયતા – હાસ્યમયતાની સ્મૃતિ
મધુર વા કડવી હવે મમ જીવનની હા ! સહચરી.

૨૩–૭–૩૦.

---

## પરિવર્તન

( અનુષ્ટુપ )

ટૂહુ ટૂહુ રવે કૂજે, વસન્તે કુંજ–કોકિલા
મધુરા ટહુકા ત્હેના અન્તરે તીવ્ર સાલતા;

ચિત્તહારી હતા ત્હારા એકદા સૂર ગીતના–
અન્તરે રમતા તોયે વીત્યા દિન વસન્તના !

નથી ખ્હેની ! રહી ત્હારા સૂરે પૂર્વની મોહની
મધુરા તારની ત્હારી વીણા અન્તર-દાહિની.

અન્તસ્તન્ત્રીતણા તારો નચાવે નેત્ર-અંગુલિ
અભાવે અંગુલિ કેરા નીસરે બેસૂરા ધ્વનિ;

મધુધારા સમા ત્હારા પૂર્વે મીઠા સ્વરો હતા
વિષધારા સમા આજે લાગે-તું તેની તે છતાં.

૨૪-૮-૩૦.

---

## આશ્વાસન

( શિખરિણી સોનેટ )

નકામાં આંસુના પ્રબલજલધોધે દૃગ ભરે
વિના હેતુ ત્હારા વદનકમલે તું હિમ પૂરે
ઉઘાડાં છે દ્વારો ઉરકુટિરના સ્વાગત મિષે
સદા, ત્હારા તોયે અપરિચિત ભાવો ક્યમ વહે?

સ્મરે છે શું પેલી રજની મનમાં તું પ્રણયિની !
ઢળી અંકે જ્યારે મમ, તરલિકે! તું સુતી હતી;
નજીવી વાતોના વિવિધ રસના લ્હાવ લૂંટતા
અજાણી કો રીતે ઉભય અણધાર્યાં લડી પડ્યાં?

પરન્તુ તે વીત્યા દિવસ સઘળા બાલવયના
હતી જ્યારે છાયા વડિલ જનની શીતળ મહા;
અલી! ન્હાના મ્હોટા મધુર કલહો તે દિવસના-
નહીં શોભે આજે સ્મરણ કરીને દુઃખ ધરવા

હતું છે ને રે'શે, સકલ મમ, ત્હારૂં જીવનમાં
છતાં આવા ભાવો અઘટિત વહે કેમ મનમાં?

૨૭-૮-૩૦

## પ્રતીક

( ખણ્ડ-શિખરિણી )

મૃદુ ત્હારા ગાલે
હઠીલી ઓ બાલે !

ઠર્યું સાયંકાલે, પ્રણય-રસભીના અધરનું-
અમી બિન્દુ, જાણે પ્રતીક ઝળક્યું પંચશરનું !

તદપિ અભિલાષો ઊભરતા
અતલ નયનોમાં ઊછળતા

સખી ! નેત્રો ત્હારાં તરલતર અતૃપ્ત હિસતાં !

દૃગે મસ્તી આ'વી
નહીં પ્હેલાં ભાળી

વસન્તે સંભારી, મદનરતિની શું રસિકતા !
હઠીલી ! કે' શાથી, નયન તવ ઘેને ઊભરતાં !

૧૫-૯-૩૦.

---

## પ્રણયમાં શિથિલતા

( ખણ્ડ શિખરિણી )

ત્રુટી પ્રાળો, જ્યારે
વહ્યા ધોધો, ત્યારે

તણાયાં તેવારે, અતિશય જવે તે ઝરણના
સખે ! કાં અત્યારે, પ્રબલ જલ વેગો શમી ગયા !

ભરતી કદી આદી આવે કયમ નહિં !-
શિથિલ ગતિ હાવાં કયમ થઈ !

નિહાળી શું આજે ઉદધિ, સહુ મસ્તી વહી ગઈ!

હતી મ્હેલાં જેવી
ઉર-ગ્રન્થિ તેવી–

નથી આજે; ત્હેની અચલ દૃઢતા શું સરી ગઈ!
સખે! પ્હેલાંની તે અતુટ મમતા ક્યાં જતી રહી?
૨૫-૯-૩૦.

---

## છેલ્લી પળો

( શાર્દૂલવિક્રીડિત )

બંધુ! બે વરસો અતિ ઝડપથી વીતી ગયા રાત્રિને
તાજા કિન્તુ બનાવ તે સમયના આજેય લાગે મ્હને;
"કાળા મેઘ ચઢ્યા હતા ગગનમાં ત્યારે અતિ કારમા
તારા ચન્દ્ર ડૂબ્યા હતા ગહન તે આકાશ અન્ધારમાં.

તેનો દેહ ગળ્યો હતો પ્રથમની કાન્તિ ગઇ સર્વથા
અંગે દુર્બળતા હતી, નયનમાં દેખાતી ઊંડી વ્યથા;
ત્યારે પાત્ર પથારીની નિકટમાં થોડાં દવાના હતાં
બીજાં વાસણ અસ્તવ્યસ્ત સ્થિતિમાં છૂટા છવાયાં પડ્યાં.

ઝીણો દીપક હાલતાં પવનથી અસ્થિરતા ધારતો
વારંવાર સુકાયલા વદનમાં છાયાદ્યુતિ સારતો:
આખાયે ઘર ને બહાર પ્રસરી શાન્તિ હતી મૃત્યુની
મ્હારા અન્તરમાં અચાનકે, સખે તે, ફાળ ઊંડી પડી;

હૈયે હાથ પ્રસારી ને થથરતા, બોલે સ્વરે ત્રુટતા
*વ્હાલા! છેલ્લી પળો દિસે મિલનની જો! શીત આ આવતાં,*
અર્પી કાંઇ શકી નથી જીવનમાં, –હા! આટલું બોલતાં
શબ્દો ને ઉર કણ્ઠમાં વિરમતાં, આંસુ ધસ્યાં નેત્રમાં;

શ્વાસોચ્છ્વાસ પડ્યા ધીરા શિથિલતા વ્યાપી હતી નાડમાં
ત્હેનાં પ્રેમળ નેત્ર, ના તદપિએ નેત્રોથી મ્હારા ખસ્યાં;
એની એ સ્થિતિમાં અહા! રજનીના બાકી કલાકો વહ્યા
પ્રાતઃકાલ તણા પરન્તુ સમયે નેત્રો બીડાઇ ગયાં!!”

\+ + + +

મીઠા તે સહવાસના સુખદ સૌ સ્વપ્નો ઊડી હા! ગયાં
સંસારી સુખના બધા અનુભવો તેની સ્મૃતિમાં રહ્યાં,

\+ + + +

બંધુ! બે વરસો ગયાં ઝડપથી–બીજા જતા તો છતાં–
પ્રત્યેક ક્ષણ વીતતાં દિવસની, તાજાં દિસે તે થતાં.

૧૬–૯–૩૦

## પરિતાપ

( દ્રુતવિલમ્બિત સોનેટ )

જતી વસન્ત ગુલાબ ખરી જતાં
પ્રણય ગ્રન્થ પવિત્ર બીડાય કાં?
ટુહૂરવો વળી કોકિલના રુડા
ક્યહીંથી આવી વળી ક્યહીં એ જતા!

ક્યમ વસન્ત ઊડે ક્ષણમાં અહીં?
ક્યમ ગુલાબ કળી ખરતી વળી?
ક્યમ ટુહૂરવકોકિલના જતા?
ચિર વસન્ત ઋતુ ક્યમ ના અહા!

વિષમતા ક્યમ આ'વી અહીં દિસે!
જગતમાં ક્યમ અસ્થિરતા બધે!
બની નિયામક આપણ વિશ્વના
કરશું શું દૂર આ વિપરીતતા?–

જગત ને કરી છિન્ન સહસ્રધા
મન રુચી કરશું સખી! યોજના!

૨૨-૯-૩૦.

---

## કબર લેખ

( દ્રુતવિલમ્બિત )

ગહન જંગલમાં તરુની નીચે
કબર આરસની નજરે પડે;
કુસુમ ત્યાં વિખર્યાં કરમાયલાં
વળી ખર્યાં તરુપર્ણ સુકાયલાં:
ધવલ ચોરસ આરસ તખ્તીમાં
સરલ અક્ષર અંકિત આ હતા;-
"શયન જંગલના ઉછરંગમાં
પ્રિયતમા કરતી ચિર-શાન્તિમાં.
જગત ને નિજ જીવન કાલમાં
મધુર હાસ્ય સુધા સમ અર્પિઆં;
તદપિ અન્તર ત્હેનું નિરન્તર
જગ પ્રપંચ થકી વસતું દૂર.
અચલ શાન્તિ હતી મન વાંચ્છતી
તલસતી પ્રભુ પાસ જવા અતિ;
સફલ તેની થઈ મન-કામના
પુનિત દ્વાર ખુલ્યાં પ્રભુ ધામનાં.
પવન પંખી ઉડુ રવિ ચન્દ્રમા-
હરણ ને વનનાં સસલાં વિના-
કબર પાસ ન કો' પણ આવશો
પ્રસરી શાન્તિ અગાધ ન ભાંગશો."

૨૨-૯-૩૦.

---

## વ્હાલાંને વિનન્તિ

( ખણ્ડ શિખરિણી )

અહા! પાણી સીંચે
ન અંગારા બૂઝે

ઉપાયો ના સૂઝે; અનલ બમણા જોરથી વધે
મને જ્વાલા ચૂસે, જગત પ્રલયાગ્નિ જ્યમ ગ્રસે.

અવશ મમ હૈયું ઉકળતું
શિરીષ ફુલડાં શું તપી રહ્યું

તપો તીણા તાપે કુસુમ કુમળું ભસ્મ બનતું.

જનો વહાલાં! આવો
દયા હૈયે લાવો

સ્થિતિ મ્હારી ભાળો; સદય થઇ શું આમ કરશો?
મ્હને એકાકીને તજી અમરપન્થે વિચરશો?

૨૪–૯–૩૦.

---

## ગૃહિણી

( શાર્દૂલવિક્રીડિત સોનેટ )

તારાઓ ગગને અસંખ્ય ચમકી ભૂરા પ્રકાશે ઝગે
અન્ધારાં રજનીતણા તદપિએ ફેડી કદી ના શકે;
તારા છો ન ઊગે; પરન્તુ પ્રકટે ઇન્દુકલા એકલી
અન્ધારાં અજવાળતી ગગન ને પૃથ્વી ભરે હાસ્યથી.

વર્ષે શીતલતા ભલે શિશિર ને હેમન્તમાં સૃષ્ટિમાં
તાપે છો રવિના ભયંકર, તપે પૃથ્વી ઋતુ ગ્રીષ્મમાં;
વર્ષામાં મૃદુ છો બની વિવિધતા ધારે શરત્કાલમાં
વન્ધ્યા, મિષ્ટ વસન્તના વગર તે પાંચે ઋતુઓ છતાં.

ઊંડા છો ઊગતાં અસંખ્ય વનમાં છો ડુંગરો શોભતા
તોયે એક નદી વિના પ્રસરતી સર્વત્ર વેરાનતા;
પંખીઓ ભરતાં મીઠા કલરવે સીમા અરણ્યો તણી
કિન્તુ કોયલ ના ટુહુરવ વિના હેલી અધૂરી ખરી.

ખીલે ઇન્દુ-વસન્ત છો પ્રસરતી કૂજે ભલે કોકિલા
કિન્તુ જીવનમાં નહીં મધુરતા વ્યાપે ગૃહિણી વિના.
૨૪-૯-૩૦.

## સમયપંખી

(દ્રુતવિલમ્બિત)

નિકટમાં ઉરની સખી! આવ તું
હૃદયનો ઉકળાટ શમાવ તું
પ્રણય-અંકુર ભસ્મ બની જતું
અધરના રસ સીંચી જીવાડતું.

સમય-પંખી સખી! ફફડાવતું
ઝડપથી નિજ પાંખ નિહાળ તું
ક્ષણ ક્ષણે નિજ પન્થ ટૂંકાવતું
ઊડી જશે હમણાં; પ્રિય! ઝાલ તું.

વિપળ હા! પળ માહીં ગળી જતી
પળ કલાક મહીં લય પામતી
વળી કલાક મળે દિવસો મહીં
દિવસ વર્ષ વિષે; જતી જીંદગી!

ક્ષણિક તન્ત્ર દિસે જગનું બધું
ક્ષણ ફરે ક્ષણમાં અટકી જતું;
જનમવું જીવવું વળી ખેલવું-
પરણવું, સખી! શું ક્ષણમાં બધું!

વિપળમાં જીવવું જીવને શહ્યું
મરણના મુખમાં ઘડીમાં જવું;
પછી વિલમ્બ સખી! કયમ પાલવે
પ્રણયિની! કયમ ધૈર્ય રહે હવે!
રવિ સર્યો ન હજી નભમધ્યમાં
લટકતો ગગને હજી પૂર્વમાં;
તદપિ ના બહુવાર રહી હવે
ઘડી પછી બુડશે રવિ સાગરે.

૭-૧૧-૩૦.

---

## પ્રણયના પડઘા

( દ્રુતવિલમ્બિત સોનેટ )

હૃદય પર્વતની ગજવી ગુફા
પ્રતિખૂણે અથડાઈ બીજે જતા–
અકળ ભાવ અકથ્ય જગાવતા
પ્રણયના પડઘા પિગળી રહ્યા!
પવન પર્વતના શિખરે નભે
શમી જતા સ્વર અન્તિમ તે હવે–
સુણી શકું; પણ રોકી નહિ શકું
હૃદય કાં સ્વરસંગ નહિ જતું?
વિચરશે કદી આભ ઊંડાણમાં–
સ્વર, જશે કદી સૂર્ય પ્રદેશમાં;
તદપિ એ કદી ના પિગળી શકે
જયહિં જશે ત્યહીં નૂતન એ હશે!
હૃદય એક તજી અપરે જશે
સ્વર ચિરંતન કિન્તુ ન ડૂબશે.

૧૯-૧૧-૩૦



---

## વિશ્વવ્યાપી-પ્રતિમા

( શિખરિણી-સોનેટ )

તીણાં શલ્યો ડંખે; શિથિલ ચરણોની ગતિ અને
તુટે સાંધે સાંધા; તિમિર સહુપાસે ફરી વળી;
પદાર્થોના ચિત્રો ગ્રહણ નવ નેનો કરી શકે
ઊંડાણોમાં જાણે હૃદય મમ વેગે સરી પડે!

વિસામો ક્યાં શોધું?–જગતભરમાં ના સ્થળ રહ્યું–
રૂડું એકે એવું ચરણ ગળતા જ્યાં સ્થિર કરું;
શીળી મીઠી છાયા પ્રણયતરુ કેરી ઊડી ગઇ
તપી તાપે પૃથ્વી ધગધગ થતી હા! બળી રહી!

નિસાસા ક્યાં મૂકૂં?–જીવન પવને તે વહી રહ્યું!
કહાં આંસુ સારૂં?–પ્રણયી નયનોનું જલ થયું!
પગો ક્યાં હું રોપું?–ધરતી મહીં ત્હેનું વપુ મળ્યું!
કહાં હૈયું ખોલું?–હૃદય ગળી ત્હેનું નભ થયું!

અરણ્યે કે ખોણે ગિરિવર શિરે કે સર તટે–
પણું જ્યાં જ્યાં હું ત્યાં પ્રથમ છવિ ત્હેની જઇ ચઢે.

૨૩–૧૧–૩૦

---

## કરુણ દશા

( શાર્દૂલવિક્રીડિત સોનેટ )

અન્તઃસારવિહીન જીવનતણી કારુણ્ય કેરી કથા–
જાણી ઉદ્‌ભવશે અસહ્ય ઉરમાં બન્ધુ! ત્હને વેદના;
ગર્જે સાગર ઘોર ઘર્ઘર રવે રાત્રિદિવા જોરમાં.
તેના આન્તરભેદ ના કળી શકે પાસે કિનારા છતાં;

મોજાઓ પછડાય પત્થરતણી હારોમહીં વેગથી
પ્રત્યાઘાત થતાં પ્રચણ્ડ ઉછળે પાષાણમાં વારિધિ;
તોએ સાગરની વ્યથા નવકદી જાણી શકે કો'શિલા
તો શાને રડવું નિખાલસપણે મર્યાદ મૂકી સખા ?

અંશુ ભાસ્કરના હિમાલયતણા હૈયે તપે ગ્રીષ્મમાં
શૃંગે શૃંગ દ્રવી દ્રવી ઝરપતાં વ્હેતાં બધે સ્રોતમાં
હૈયાંનો રસ ઠાલવે હિમગિરિ ગંગોત્રી ને સિન્ધુમાં
સ્રોતો ગૂઢ રસજ્ઞતા હૃદયની પામી શકે, હેતુ આ;

ગંગા સિન્ધુ સમીપમાં હિમગિરિ તેથીય ગ્રીષ્મે ઝરે
તાપે અન્તરમાં પરન્તુ તપતાં જ્વાળામુખી શું કરે?

૬-૧૨-૩૦

---

## અશ્રુને આવાહન

(વસન્તતિલકા-સોનેટ)

આનન્દ જે અનુભવ્યો રુદને અપાર
તે લુપ્ત કાં થઈ ગયો રુદન-પ્રભાવ?
ધારા રસાયન સમી હતી અશ્રુ કેરી
સંજીવિની ઝરિણી કાં ગઈ ચક્ષુ છોડી?

વેરાન ભૂમિ ઉરની કરતી રસાળ
વ્હેતી સહસ્રઝરણે હતી અશ્રુધાર
શાખા બધી ઝરણની પણ કાં સુકાઈ
સર્વત્ર હા! ભીષણ ઉજ્જડતા તણાઈ!

સન્તોષ અશ્રુ ગળતાં મળતો હતો જે
વ્હેણો સમાધિ-સુખનો વહતો હતો જે
શાન્તિ પ્રગાઢ વળતી ઉરમાં હતી જે
સન્તોષ શાન્તિ-સુખ સર્વ કહાં ગયાં તે?

ઓ અશ્રુઓ! વિનવું હું ઉરના પ્રદેશે
પાછાં વહો, પ્રબલતા ધરી પૂર્ણવેગે.

૮-૧૨-૩૦

---

## ચિત્રકારને

( વસન્તતિલકા )

આલેખ ચિત્ર જગ-ચિત્ર-પટે-ચિતારા!
રંગો મહીં વિવિધભાવ ઊતારનારા!
આદેશ સાંભળ પરન્તુ રસજ્ઞબાળ!-
પ્હેલાં, પછી ચિતર અન્તર ગમ્ય ભાવ.

કે' દોરશે પ્રથમ શું ?-વન કે વિહંગ?-
કે મત્ત ધોધ ગિરિથી જલના ધસન્ત ?
મેદાન કે શિખર પર્વતના પ્રચણ્ડ
કે દોરશે સરવરે રમતા તરંગ ?

છે રમ્ય-સુન્દર બધું; પણ ચિત્રકાર!
સંપૂર્ણતા ન ધરશે કૃતિ કોઈ કાળ
ક્યાં છે કૃતિ મધુર ?-જેથી બને મધુરાં
દશ્યો બધાંય, વળી પૂર્ણ બને, અધૂરાં ?

મેદાન શૃંગ જલધોધ વને રમે જે
જેના વિના જગત શુષ્ક બની રહે છે;
ક્યાં સર્વવ્યાપી પ્રતિમા ચિતરીશ ત્હેવી
ક્યાં છે વિશાળ તુજ પાટ અનન્ત એવી ?

પીંછી કરી નયનની વળી અશ્રુ-સ્નેહ
રંગો અનેક રસના મધુરા મિલાવ;
ઓ ચિત્રકાર!-ફરી અન્તર-ચિત્ર-પાટ-
પ્હેલાં; ઊતાર પછી વિશ્વ વિશાલ ભાવ!

૧૮-૧૨-૩૦

---

## અન્તરઆરસી

( વસન્તતિલકા )

પ્રત્યક્ષ ચેતનવતી છવિ ભાળી ત્હારી
તત્કાલ તે હૃદયમાં નયને ઊતારી;
ઊંડી પરન્તુ નવ આકૃતિ કોતરાઈ
પૂર્વેજ તે છવિ અનન્ત મહીં સમાઈ !

આંખો મીંચી હૃદયમાં ધરું ધ્યાન જ્યારે
ત્હારી અખણ્ડિત જણાય ન મૂર્તિ ત્યારે;
આભાસ માત્ર મૂળ આકૃતિનો જણાય
સર્વાંગ ત્હેનું પ્રતિબિમ્બ નહીં ઝીલાય;

છારી છવાઈ મમ અન્તર ચક્ષુમાં જે
દેખાવ મૂળ કૃતિનો અટકાવતી તે
એકે ન ગાત્ર દિસતું મુજને સુરેખ
વિસ્તારી એક વળી બીજું દિસે વિરેખ.

બાઝયો પ્રગાઢ મલ અન્તર-આરસીએ
ધોવાય અશ્રુજલથી નવ તે હજીએ;
યત્નો કરું સતત નિષ્ફલ સર્વ જાય
ડાઘા અસંખ્ય હજી દર્પણમાં જણાય !

૩૧-૧૨-૩૦.

૩૨॥૭

## પેલે પારથી

( વસન્તતિલકા-સોનેટ )

ઓળંગીને ક્ષિતિજના તટ પેલી પાર
પ્હોંચી અચાનક; તજી જગને અસાર;
પ્રેમાળ આજ પણ તે તુજ નેત્ર ત્યાંથી
જાણે મ્હનેજ નિરખે અતિ કૌતુકેથી!

પૃથ્વી અને ગગનના મળતા કિનારા
જ્યાં, ત્યાં સમુદ્ર જલ જો! પ્રસર્યાં રૂપાળાં;
ઓળંગી તે જલસપાટી દરેક મોજે
ત્યાંથી વદે વચન તું, શ્રવણે પડે તે.

સ્પષ્ટાર્થ શો વચનનો? મુજને કહેને
વ્યંગ્યાર્થમાં પ્રણયિની! ક્યમ ઉચ્ચરે છે?
બોલાવવા તુજ કને મુજને ચહે છે?–
કે ભાવ અન્ય તુજ અન્તરમાં વહે છે?

જે હોય તે; નિકટ આતુરતાથી આવું–
ત્હારી સખી! પ્રતિપળે પથને ટૂંકાવું.

૩૧–૧૨–૩૦.

---

## અંતરનું મૂલ્ય

( ૫૬ )

અંતર બે પ્રેમીઓ વચ્ચે વ્હેંત માત્રનું હોયે
ઉત્તર દક્ષિણ ધ્રુવના જેવું પ્રેમીઓને ત્હોયે
ઉદધિ તુલ્ય તે બન્ને ક્ષોભે
દિવસ-રાત્રિ નિશ્વાસો મોજે–
–સતત સારતાં રોશે–
પુણ્ય અશ્રુના આશ્વાસનમાં શાન્તિનિકેતન જોશે.

અંતર બે હૈયાંની વચ્ચે જવકણ જેટલું હોયે
આભ પૃથ્વીના અન્તર જેવું પ્રેમીઓને ત્હોયે
પ્રખર અગ્નિના ઉગ્ર પ્રકાશે
ઉભય અન્તરો પુષ્પ સમાં જે
પુષ્પ તુલ્ય કરમાશે
પુણ્યચિતામાં બળતાં ત્હેને શાન્તિ અલૌકિક થાશે.

અંતર બે હોઠોની વચ્ચે વાળમાત્રનું હોયે
પ્રેમીઓની ગણનામાં તે અનન્ત જેવું લ્હોયે
જલધિ વારિથી જુદાં પડશે
ક્ષણુજ મચ્છ કાંઠે તફડે તે
પણ બીજી એ મરશે
પુણ્ય મૃત્યુનો આશ્રમ ભાળી શાશ્વત વાસો કરશે.
૯-૧-૩૧.

---

## પ્રણયરહસ્ય

( વસન્તતિલકા )

આ તાણુ શી અનુભવું હૃદયે અપૂર્વ-
આકસ્મિક પ્રબલ ભાળી પ્રફુલ્લ પુષ્પ ?
શું પુષ્પમાં સ્મરણ કો' મધુરું છૂપાયું
જેનાથી સૂત્ર ઉરનું સહસા તણાયું ?

હા. તે પ્રસંગ હમણાં ગત યાદ આવે
આજેય સાંભરી, જલે નયનો ભરાયે;
આ વેલની નિકટમાં તરુછાંય નીચે
ઊભાં હતાં ઉભય; તે અરુણાં પ્રભાતે;

કોદાળીને નિજકરે લઇ ભૂમિ ખોદી
તેણે લતા કુમળી આ સ્થળમાંહી રોપી,
વેલી તણાં કુસુમને નજરે જ જોવા
ઇચ્છા હતી હૃદયમાં, કહી તેજ વેળા;

વાંચ્છા પરન્તુ મનની મનમાં વિરામી
જોવા ન પુષ્પિત લતા કદી તેની પામી
જોયાં ન અંકુર હજી; પણ એટલામાં-
ચાલી ગઈ !-જીવન દોર-તુટી જતામાં.

વાવી અહિં અવનિએ ત્યમ તેવી હૈયે
રોપી લતા પ્રણયની મૃદુલ સ્વહસ્તે;
ફાલી ફુલી નિરખવા મન વાંચ્છતી'તી
તેનેય કિન્તુ કદી ના શકી તે વિલોકી.

આકાશ વ્યાપી ઉરની થઇ પ્રેમવેલી
શાખા બધે પ્રસરી છે ફુલથી લચેલી
પુષ્પો તણી પરિમલ પ્રસરી રહેલી-
આકાશ સૂર્ય શશિ તારકમાં ભરેલી.

આ ડુંગરે સરવરે-સરિતા જલે, ને-
જે જે પદાર્થ મુજ દ્દષ્ટિ પરે પડે છે-
ત્યાં ત્યાં સુવાસ પ્રણયાંકુર-પુષ્પ કેરી
મ્હેકી રહી; પ્રતિદિને વધતી અનેરી.

કે'વી રીતે નયનથી મુજ આંસુ સારૂં?
છોડી મ્હને ગઇ નથી મનમાં પ્રમાણું;
અન્યત્ર જો પરહરી મુજને ગઇ તે
તેને જ હું દસ દિશે ક્યમ આજ ભાળું?

બીજસ્વરૂપ પ્રણયાંકુર વારસામાં-
આપી ગઇ; પરિણમ્યું પણ તે તરુમાં;
છાયા વિશાળ તરુની સહુ પાસ વ્યાપી
આરામ આપી જગને પ્રભુમાં સમાતી.

મ્હારા મુખે નવ કહું ગઇ એ અહિંથી
કલ્પે ભલે જગતના જન એવું કો'દિ;
મૃત્યુ કદી પ્રણયનું નવ મૃત્યુ લાવે
મૃત્યુ સદા પ્રણયનો મહિમા વધારે.

મૃત્યુ વિયોગ પ્રણયી જનથી કરાવે
ત્હેના પરન્તુ ઉરને વધુ પાસ લાવે;
કાચો તુટે જીવનતન્તુ, પરન્તુ સાધે-
સંયોગ પ્રેમ કઠીનો દૃઢ તેની સાથે.

પ્રેમ સ્વરૂપ પ્રભુનું, પ્રભુનો જ અંશ
આનન્દ સત્-ચિત-તણો પ્રસર્યો તરંગ;
ના. પ્રેમ એજ પ્રભુ છે, નહિ અન્યરૂપ
આવર્ત બુદ્બુદ છતાં પણ પાણી એક.

૨૩-૧-૩૧.

---

## પ્રણયનો પરિપાક

( વસન્તતિલકા )

નિર્દોષતાનું પ્રતિબિમ્બ સમાન બાળ
નિશ્ચિન્તતાથી ઊંઘતું નિજ માતપાસ;
વાળો ઊડે ફરકી ભમ્મરની કમાને
એકાદ દાંત, ઉઘડ્યા અધરો બતાવે.

માતા જુવે વદનને અનિમેષ નેને
બીડાયલી કમળની કળી શું દીપે જે
અન્તઃસ્થ કો અતિ વિલક્ષણ ભાવ પ્રેરી
તત્કાલ ચુમી ભરતી શિશુને મધુરી.

ગોદે લઈ જનની બાળકને જગાડે
ચૂંટી ખણી હળવી વ્હાલભરી, રડાવે;
ગાલે શિરે અધર પાંપણ ને કપાલે
પ્રેમાર્દ્ર ગાઢ કરી ચુમ્બનને રીઝાવે;

અંકે લઈ પ્રણયથી પય પીવરાવે
વાત્સલ્યનું ઝરણ નિર્મલ વ્હેવરાવે;
ઊંચું નીચું કર ગ્રહી શિશુને હલાવે
ધીરી વળી ગલપચી કરતી હસાવે.

વિશ્રામ અન્તિમ સુતે જનની જુવે છે
નિર્વાણ શાન્તિ ઝરતી તનુજે વિલોકે
પર્યાપ્ત થાય સુતમાં સુખકેરી સીમા
નિર્વાચ્ય બ્રહ્મસુખ થાય સમાપ્ત ત્હેમાં;

એવે પરન્તુ શિશુનો જનક પ્રવેશે
ઉલ્લાસથી જનની જ્યાં સુત સંગ ખેલે
તે દૃશ્ય દિવ્ય નિરખી બનતો કૃતાર્થ
અસ્પષ્ટતાથી ગગણે મનમાં જ શ્લોકઃ-

“ अन्तःकरण तत्त्वस्य दंपत्योः स्नेहसंश्रयात्
आनन्दग्रन्थिरेकोऽयमपत्यमिति वध्यते ॥ ”

૩-૨-૩૧

---

## ના

(શિખરિણી)

હતી રાત્રિ; ચારે તરફ ગગને વૃન્દ ઉડુના-
રમન્તા સ્વચ્છન્દે અમર ગણના બાલક સમા;
ઊભાં'તાં બારીએ ઉભય સમયે તે નયનને-
જડી ભૂરાં વ્યોમે, ક્ષણ નિરખતાં'તાં રમતને.

ઊભાં બન્ને શાન્ત ક્ષણભર; પરન્તુ ક્ષણ પછી-
કહે, આલી મ્હારી ચિબુક સહસા કોમળ કરે-
“ જુવે છે શું ત્યાં તું! કવન નિરખી શું-વદ-રચે
કરે વાર્તા સંગે તુજ, ઉડુગણો શું હૃદયની?

ધરે કો'દી ના તું અરજ મુજ હા! અન્તર તલે
ભલા! રુડાં કાવ્યો, મમ થઈ, પરાર્થે ક્યમ રચે?
નભે તારા જોને! –અગણિત દિસે, એક મુજને
ન શું લાવી આપે?-પ્રિય કવિ! વિનન્તી કરું ત્હને."

સુણી મ્હેં શાન્તિથી અરજ પળ હું નીરવ રહ્યો
પળે કિન્તુ બીજી ઉર ઉમળકે તે કર ગ્રહ્યો;
કહ્યું ધીરે ત્હેને, "જઈશ ગગને હું પણ ફરી
નહિં પાછો આવું ગગનતટથી હું પ્રિય! કદી.
કહે તું તો જાઉં અરજ તુજ મીઠી! બહુ ગમી"
સુણી આવું ચાંપે હૃદય મમ, ને મૂક બનતી.

૨–૭–૩૧.

## ભેદસ્ફોટ

( શિખરિણી–સોનેટ )

દિનોથી હું ભાળું પ્રથમ દિવસોમાં નવ કદી
પ્રિયે! વર્ષો વીત્યાં ત્રણ પરણવાને પણ દીઠી–
પ્રભા ત્હારા ગાલે વદન નયનોથી નિતરતી
પ્રિયે! ગંગા જાણે સુભગ કિરણોની ઝરપતી!
હતી આંખોમાં જે અતિ ચપળતા ક્યાં જતી રહી?
દિનોથી ગાંભીર્યે અકલ કથની શું કથી રહી?
ગતિ મસ્તી કેરી ઝરણસમ ઉછૃંખલ શમી
દિનોથી વિસ્તારી જલધિસમ છાયા ક્યમ ધરી!
પ્રિયે! આ પાસે જો! નિકટતર આવી ઊભી રહે–
અરે! લાજે શાને! નયન પણ નીચાં ક્યમ નમે!
કહેવા શું ધારે?–અધર ફરકે ને નવ વદે
કહે લે કાનોમાં–પ્રકટ વદવા જો નવ ચહે.

× × × × ×

ઢળ્યાં નીચાં નેનો હૃદય હરખે ને કંઇ કહે:–
" મટી બે હૈયાંઓ, પ્રણય મમ ! થાશું ત્રણ હવે. "

૧૦-૭-૩૧.

---

## અતૃપ્ત તૃષા

( શિખરિણી-સોનેટ )

અપેક્ષા ના રાખું ગગન અડતા ઘુમ્મટ તણી
ન ઇચ્છા હું સેવું કુસુમ શણગારી કબરની;
રચ્યાં રાજી જોવા કરુણ કવનો હું નવ પછી
અહીં ના તોષી જો મધુર અભિલાષા પ્રણયની.

ગયા કેડે આખું ગગન નવ શું ઘુમ્મટ થશે ?
મ્હને સૃષ્ટિ કેરાં કુસુમ સઘળાં શું ન સજશે ?
ગયા કેડે કાવ્યો જલધિ કરુણાં શું ન કવશે ?
અધૂરી આશાને તદપિ ઉરની કોણ પૂરશે ?

ન ઠારે હૈયાંને ધનવિપુલતા વૈશ્રવણની*
ન સત્તા એકાકી દ્યુપતિસમાં† ચૌદે ભુવનની.
પ્રશસ્તિની ગાથા યદપિ રચશે બ્રહ્મતનયા§
મટાડી કો'દીના તદપિ મટશે અન્તર તૃષા.

\+ + + +

ગયા કેડે આશા હૃદય ધરવી કાં પ્રણયની
ન ભાળી પ્રત્યક્ષે ઉભય ઉરની જો પૂરવણી !

૨૩-૭-૩૧

---

* કુબેરનાં. † ઇન્દ્ર માફક. § સરસ્વતી.

## ઠપંકો

( શિખરિણી–સૉનેટ )

ત્હને ના ચાહે તે તદપિ ઢળતું તું કયમ તહીં!
ત્હને ના સત્કારે નમન કરતું ત્યાં કયમ જઇ!
ભીંજાવ્યું ના ભીંજે નયન ગળતી તો કયમ ભરે!
સ્વીકારે ના પૂજા તદપિ કુસુમે અર્ચન કરે!

કહે હૈયું:– "છોને હૃદય ગણના તે નવ કરે
તિરસ્કારે છોને; નજર પણ સીધી નવ ભરે,
ભલે ના ચાહે તે; વિમલ મમ ભાવો અવગણે
પડયું પ્રેમસ્રોતે અવશ; નિકળું હું કયમ હવે?

ગળે લોઢાં જેવી કઠણ અતિ ધાતુ અનલમાં
તવાશે શું કો'દી હૃદય અનલે ના પ્રણયના?
ભીંજાતાં પાણીએ સતત, પથરો કોમળ બને
ન શું ત્યારે કો'દી પ્રણય ઝરણે તે મૃદુ થશે?"

× × × ×

વિરુદ્ધ દ્વંદ્વોથી પર, વિમલ ધર્મો પ્રણયના
કરોડે કો' કિન્તુ હૃદય સમજે એ ગહનતા!

२३–७–३१.

---

## આ પ્રેમ?

( વસન્તતિલકા )

ઉચ્ચાર ના મમ સમીપ તું પ્રેમ વાત
ઉદ્ગાર કાઢ નવ એક તું; એ અલાપ–
ઉન્મત્તનો; ભ્રમ મહાન મહા અસત્ય
એ પ્રેમ શું? -જગત આખું દિસે પ્રમત્ત.

એકાન્તમાં હૃદય બે પ્રણયી (!) મળે કે
વાતો અનેક વિધ પ્રેમતણી કરે છે,
ચુમ્બે પરસ્પર, ઉરોઉર ઐક્ય સાધે
એવું જ મિષ્ટ સુખ શાશ્વત કાળ ચાહે.

તેઓ કહે પ્રણય આ; પણ એ શું પ્રેમ?
હા! વાસના સહચરી ઉરમાં વસેલ;
સંયોગ કે હૃદય-ભેદક વિપ્રયોગે-
દેખાય એ પ્રણયિને ભ્રમ પ્રેમ રૂપે.

ભૂખો અનેક કવિઓ કવનો કરે છે
કલ્પી સુરમ્ય મનથી ભવનો રચે છે
ભૂલાવવા જગત વાસ્તવ એ મથે છે
ને અજ્ઞ માનવ સમૂહ ભ્રમે મરે છે.

મર્યાદિત પ્રણય હોય ન વ્યક્તિબદ્ધ;-
સંસારના સકલ બન્ધનથી વિમુક્ત;
ભૂલે અનન્ત ક્યમ કલ્પી શકાય સાન્ત?
આ પ્રેમ!-ના. પ્રબલ વૃત્તિ તણા તરંગ.

૫-૯-૩૧.

---

## અન્તઃ ક્ષોભ

( શિખરિણી )

બળે હૈયું તોયે સતત, નવ તે ભસ્મ બનતું
દ્વિધા થાયે ક્ષોભે તદપિ નવ તે ચૂર્ણિત થતું
અજાણ્યા ઉદ્વેગે ટળવળ થતું ના પિગળતું
ન જીવ્યાની ઇચ્છા તદપિ નવ ચૈતન્ય ઊડતું.

કરું જે જે યત્નો સકલ પળમાં નિષ્ફળ થતા
તરંગો ના થંભે દસ દિશ વિષે તે પ્રસરતા;
ગુણ્યા વેગે વીચી હૃદયજલના મત્ત અનતા
તુટે પાળો કાચી નયનપથવાટે વિચરતાં.

તરંગે ખેંચાવું–ક્ષુભિત બનવું ને ટવળવું,
હશે ધર્મો ત્હારા હૃદય ! ઘસડા તું; નવ વઢું;
વિધાત્રા એ ભાલે અટલ યદિ નિર્માણ નિરમ્યું
ન સત્તાની સ્હામે ચલન કંઈ; હા ! મૂક સહવું!

૧૩–૮–૩૧.

---

## સમાધાન

(શાલિની–મન્દાક્રાન્તા)

જાણે શાથી કિન્તુ હૈયું દુભાયું
નેત્રે ક્ષોભે વારિ આછું છવાયું;
વાતો ધીરે ઉભય કરતાં શાન્ત રાત્રે નિરાંતે
તેવામાં કૈં હઠ પકડતાં ઊતર્યાં બેઉ વાદે;

છેડો આવ્યો વાદ કેરો ન ક્યાંયે
મધ્ય વ્યોમે ચન્દ્ર આવ્યો જણાયે
અન્તે શબ્દો પરુષ સહસા નીસર્યા, ધૈર્ય ખૂટ્યે-
મ્હારા મોંથી, હૃદય કુમળુ ભેદયું; ને અશ્રુ છુટે.

ખોટું લાગ્યું અન્તરે ખૂબ ત્હેને
હૈયું કીધું ખાલી તેણે પલંગે;
નિદ્રા કેરા ગહન સુખમાં ક્ષુબ્ધ નિઃશ્વાસ ડૂબ્યા
બીડ્યાં નેનો તદપિ નમણાં પોપચાં અશ્રુભીનાં;

\+ \+ \+ \+

ભાવો ભાલે ભિન્ન ભિન્ન સ્ફુરે છે
જાણે અભ્રો ચન્દ્રબિમ્બે સરે છે
દૃશ્યો સ્વપ્ન સ્ફુરિત સરતાં દૃષ્ટિ સ્હામે પડે છે
કિંચિત્‌રોષે તદપિ મધુરાં વેણ ઊંઘે વદે છેઃ

" મ્હારે હૈયે ભાવ એવો ........ના
....ત્હેનો અર્થ આવો ........કાં?
આવો કો'દી કલહ ....જીવને થાય ના શું?
શિક્ષા..........કરવી? ભૂલ થૈ. માફ માગું. "

ઊંઘે આવું બોલતાં અશ્રુ છુટ્યાં
જાણે ગાલે મોતીના હાર તુટ્યા!
બન્ને હાથો વેલ તુલ્ય પ્રસાર્યા–
ચુમ્યાં આંસુ; હૈયું બાથે સમાતાં.

ભાલે ચુમી રસિક ઠરતાં પદ્મ શાં નેત્ર ખુલ્યાં
મીઠા હાસ્યે અધર વિકસ્યા પુષ્પકેરી કળી શા.
વર્ષ્યાં કેડે કિરણ રવિના ચુમતાં પૃથ્વી ધારે–
–શોભા તેવી, વદન નયને દીપતી પ્રિય-ભાલે.

૨૯–૮–૩૧.

---

## અમાપઅન્તર

(ઉપજાતિ)

ઓ ચન્દ્ર! આ સુન્દર બિમ્બ ત્હારું
વધે ઘટે કાં? –વરસોથી ભાળું;
તરંગ આ શૈશવમાં ઊઠ્યો'તો
ને તે સમે ઉત્તર કૈં મળ્યો'તો.

પરન્તુ તે કાળ વહી જતામાં
ભમી રહ્યો ચિત્રમનોદશામાં
પુનઃ કરું પ્રશ્ન કહે હિમાંશુ
'વધે ઘટે કાં તુજ બિમ્બ ચારુ'!

"યુવાન! જો પશ્ચિમ આ દિશામાં,"
'શું છે ત્યહાં?'–"જો જલવારિધિના";
'નાચે તરંગો'–"પણ એ નકામાં,"
'કાં એમ'? "હા! અન્તર શું ન ભાળ્યાં?"-

સુણી નિસાસો સરતો ઉરેથી
ભાળી દિગન્તે મમ માતૃભૂમિ;
અમાપ તે અન્તરને ઉલંઘી
શોકાતુર દૃષ્ટિ ત્યહાં પહોંચી.

૯-૯-૩૧.

---

## પ્રકૃતિ અને પુરુષ

(હરિગીત સૉનેટ)

" પૂર્ણેન્દુ બિમ્બિત આનને, સન્ધ્યા ઉષા તુજ ગાલમાં
વેણીકલાપે વાદળો, ને પુષ્પ તેમાં તારલા;
વિકસિત કમલ તુજ નેત્રમાં ભૃંગોની હાર કટાક્ષમાં
વાંકી નમી ભમ્મર મહીં ત્રિલસે ધનુષ્ય મનોજનાં;

પાતળા અધરોષ્ઠ માંહે વિશ્વવિજયી હાસ્યની–
રેખા રમે પ્રસરી નભે ને ચન્દ્રિકા ત્હેની બની;
ઝરતા નિરન્તર અન્તરે આ હિમગિરિ વસતો દિસે
અત્યન્ત નિર્મળ ભાવનાઓ પરિણમી ઝરણો વિષે.

.8.

ગંભીર નિર્મલ પ્રેમ જે નિસ્સીમ ઊછળે ઉર વિષે
ને ફક્ત એક તરંગ ત્હેનો વારિધિ જલ આ દિસે;
પ્રકૃતિ પ્રતિબિમ્બિતા સર્વાંશ તુજ સૌન્દર્યમાં
વ્યતિરિક્ત તુજથી અન્ય કૈં ભાળું ન હું આ વિશ્વમાં."

વચનો વદે પ્રિય-'ખબર નવ શું પ્રિય! ત્હને કે અન્તમાં
પુરુષ સારુ* પ્રકૃતિ, વસતી સદા પરબ્રહ્મમાં.'
૧૯-૯-૩૧.

---

## જાદૂઈ બન્ધન

( હરિગીત )

બન્ધન બધાં તોડી નભે સ્વચ્છન્દથી ચરવા ચહે-
પંખી સમું હૈયું મનસ્વી વનવને સરવા કહે-,
હોત પિંજર કુન્ચવી કો'ધાતુ કેરું તો પ્રિયે!
સપડાત ત્હેમાં ના કદી કિન્તુ અભેદ્યજ આ દિસે;

ઝરણાં સમું ખળખળ કરી ગિરિ ગહ્વરે ને ખીણમાં
રમવા નિરંકુશ ચાહતું હૈયું સદા ઉલ્લાસમાં
જોતાં સમુદ્ર તરંગ કિન્તુ ઊછળતા તુજ હાર્દમાં
વ્હેતાં ઝડપથી સ્રોતનાં જલ, જલધિમાં લય પામતાં;

હરણ માફક જંગલે અતિ ચપળતાથી કૂદવા
ઔત્સુક્ય ઉરમાં પ્રકટતું ગિરિશૃંગને ઉલ્લંઘવા;
કિન્તુ સુણ્યા અતિદૂરથી વીણા સમા રવ કણ્ઠના
ને ચરણની ગળતાં ગતિ સ્તંભિત થયાં ગાત્રો બધાં.
૨૨-૯-૩૧.

---

* પુરુષાર્થ = મોક્ષ અને અપવર્ગ.

# અખણ્ડ યોગ

(ઝુલણાનો ઢાળ)

અવનિ આકાશના, દૂર અન્તર મળે
પાંડુ રંગી શશિ, હૃદય વિલસે–
અણગણ્યા કાળને ઘટતા પામતાં–
પ્રેમ-રસ પરિણમ્યો ચન્દ્ર રૂપે !

જલધિ ગર્જન કરે વીચિઓ ઊછળે–
તટતલે પુષ્પ શાં ફીણ ઊડે;
રજત કિરણો રમે જલધિના ઉરપરે
ધવલતા સાગરે સ્મિતની પ્રસરે;

પ્રણયી કો’ યુગલના પ્રેમને પેખતાં
જડ છતાં સાગરે તુષ્ટ થાયે;
હૃદય, કવિ! માનવી તો પછી કેમ ના–
ગૂઢ એ ભાવથી ઊભરાયે ?

સુખદ પળ વિસ્તરી કલ્પમાં પરિણમો–
પ્રણયપૂર્યાં સહુ પ્રાણી કેરી;
વિરહવિરહિત રહો યોગ સૌ યુગલનો
પ્રાર્થું પ્રભુ ! એટલું હાથ જોડી.

૮–૩–૩૨.

# પ્રકીર્ણ કાવ્યો

અને

## શ્રવણ વધ

જેમનો ગૂઢ અને નિર્હેતુક પ્રેમ
મ્હારામાં 'શ્રવણ' ઉપજાવે છે તે-

પૂજ્ય માતા પિતાને—

## અપાર્થિવ અનુભવ

( શાર્દૂલવિક્રીડિત )

જેને ધારણ વિશ્વ ના કરી શકે જે ધારતો વિશ્વને
જેમાં વ્યોમ સમાય, કિન્તુ નહિ તે જેને સમાવી શકે;
તારા ભાસ્કર ચન્દ્રમા વિજળીની જ્યોતિ નહિ જ્યાં ઝગે
જેના અન્તર ના અનુગ્રહવતી સૂર્યેન્દુ તારા તપે–

જેને નેત્ર નિહાળી ના કદી શકે, જેના વડે તે જુવે–
જેને કાન સુણી કદી નવ શકે, જેના વડે તે સુણે;
વાણી વર્ણવી ના શકે; મન કદી કલ્પી ન જેને શકે
તેને અન્તરમાં અહો! અનુભવું આનન્દ સત્‌ચિત્ રૂપે,–

ને ત્યારે તરુવારિધિ ગિરિ નદી પાષાણ પંખી તથા–
પૃથ્વીને જલ વાયુ અમ્બર વળી તેજ; પ્રપંચો બધા,–
સર્વે ધુમ્મસ તુલ્ય–સૂર્ય–કિરણે ધીરે ધીરે ઓગળે
મોજાં બુદ્‌બુદ ને વિવર્તવિધ એ ચિત્સાગરે પિગળે;

૧૦–૧૨–૩૦

---

## ઉન્નત ધ્યેય

( શાર્દૂલવિક્રીડિત )

મ્હારું ધ્યેય ઉંચે જડ્યું ગગનમાં, ઉંચે ઉડુ વૃન્દથી
ઉંચું એ શશિલોકથી વળી ઉંચું ઉંચા રવિલોકથી;
દૃષ્ટિ જ્યાં ન સરી શકે મનુજની ના કો વળી દેવની
એવા કોક અલૌકિક સ્થળ વિષે એ ધ્યેય ચોંટ્યું જઈ.

આધિ–વ્યાધિ–ઉપાધિ જ્યાં નવ મળે ના શોક ઉદ્વિગ્નતા
કિન્તુ પૂર્ણ પ્રસન્નતા હૃદયની ને ચિત્તની સ્થિરતા;
અન્ધારું નવ સ્હેજ જ્યાં ફરકતું કિન્તુ પ્રકાશ પ્રભા
એવા કોક અલૌકિક સ્થળ વિષે એ ધ્યેય ચોંટ્યું સદા.

કર્ણો 'જ્યાં અધીશ સદૈવ સુણતાં રે' છે મૃદુગાનને
જોતાં નેન અપૂર્વ કૈંક સઘળે અતૃપ્ત રે' સર્વદા;
જીવાત્મા પ્રસરી રહે અનિલ શો, એ ઉચ્ચ દેશે જતાં
એવા કોક અલૌકિક સ્થળ વિષે એ ધ્યેય ચોંટ્યું સદા;

આત્મા જ્યાં પળતાં ડૂબે સકલ આ સૃષ્ટિ અહો! આત્મમાં
આત્મા મિશ્ર થતો દિસે જગતના જુદાં જુદાં તત્ત્વમાં;
વૈવિધ્યે નિરખું જહાં જગતના આત્મા તણી એકતા
તે ઐક્યે વિલસે બધી વિવિધતા, ત્યાં ધ્યેય ચોંટ્યું સદા.

૨૫-૧-૩૦.

---

## વીસમા વર્ષે

(શિખરિણી)

ચઢયો વીસ શૃંગો જીવનગિરિના શૃંગ શતમાં
નિહાળ્યાં મેં ત્યાંથી વિવિધવરણાં દૃશ્ય જગનાં;
બને છે વિસ્તારી ક્ષિતિજ ક્રમથી ઉપર જતાં
ચઢાણે વાધે છે 'જગતવન' કેરી વિવિધતા;

કયા શૃંગે મ્હારી ગતિ વિરમશે નિશ્ચિતપણે–
કહું કેવી રીતે ?–ઉર પણ ચહે અન્તિમ કને;
ન જાણું કે છેલ્લાં ગિરિ શિખરથી હું જઈશ ક્યાં?
અદૃશ્ય શૃંગોની સરણી તરતી વા ગગનમાં!!

૨૨-૨-૩૦.

---

## ઉંચે ઉંચે

( મન્દાક્રાન્તા )

ઉંચે ઊડી હિમગિરિ તણા એકથી એક શૃંગે
ભાળે પંખી, “ક્ષિતિજ સરતી દૂરને દૂર” અન્તે–
સૌથી ઉંચા શિખર ઉપરે ઊડી તે પંખી આવે
તોયે ત્હેને “ક્ષિતિજ સરતી દૂરને દૂર” ભાસે.

૨૩-૨-૩૦.

---

## એકવીસમા વર્ષે

( વસન્તતિલકા )

વર્ષો વહ્યાં ઝડપથી મુજ એકવીસ
જાણું નહિ ઝડપને ગણવાની રીત
શા માટ કાલ વહતો પળને કલાકે?–
એને ન કેમ પણ કો અટકાવી રાખે!

એ કાલ શું?–જગતને ક્યમ એ ગ્રસે છે?
કૌમારની વિમલતા ક્યમ એ હરે છે?
શા માટ યૌવનતણો રસ ઝૂંટવે છે?
વાર્ધક્યથી જીવનને ક્યમ આવરે છે?

કે'વો અલૌકિક હતો મુજ ભૂતકાળ!
ભંડાર દિવ્ય મધુરી સ્મૃતિનો અગાધ!
કે'વો હતો રસિક તે મુજ સ્વપ્નકાલ!
આ વિશ્વ જે સમયમાં હતું ઇન્દ્રજાળ!

છું ચક્રવર્તિ મનમાં મુજ એમ ધારી
મ્હારુંજ શાસન જગે પ્રસર્યું વિચારી;
આજ્ઞા અનેકવિધ હું ફરમાવતો'તો
તારા-શશિ સુરજનેય ચલાવતો'તો.

વેર્યાં બધે કુસુમ શા પ્રભુએ રૂપાળા–
તારા હતા ગગનના સઘળાજ મ્હારા;
મિત્રો ગણ્યા શિશુ વયે મુજ કલ્પનામાં
આજે પરન્તુ નહિ તે મુજ મિત્રતામાં.

તારાસમેત કરતો હું અનેક વાતો
ને તેમની નિકટથી મળતા જવાબો;
ચેષ્ટા અનેક કરું વાત ઉપાડવાને
નારાજ આજ પણ તારક સુણવાને.

આ કાલ જાય વહતો નવ જાણ્યું કો'દી–
શું શક્ય એ સ્હમજવું હતું કલ્પનાથી?
માર્તણ્ડનો ઉદય અસ્ત અનેક વાર–
ભાળ્યો છતાં નવ થયું 'વહી જાય કાલ'.

કૌમાર શું વહી ગયું ક્યમ એ હું માનું!
ભાળું હું યૌવન છતાં ક્યમ ખોટું ધારું!
હું તેજ બાલક પરન્તુ હજીય લાગે
કેવું અનન્ત સુખ શૈશવના વિચારે!

૯–૨–૩૧

---

## ભ્રાન્તિ

( શિખરિણી )

અહા! ભ્રાન્તિ! આશા! મૃગજલસમી મૂઢ મનની
સરે આઘે આઘે ક્ષિતિજસમ તોયે ન છુટતી!
જુવે કાળામેઘે, સરસ રચના મેઘધનુની–
ચહે તેને લેવા, તદપિ ક્ષણમાં તે વણસતી.

૨૩–૭–૩૧

---

## ભ્રાન્ત મનને

( ગઝલ -સૉનેટ )

અહા ! નિર્દય ! સતાવે કાં ! હજી મુજને રીબાવે કાં !
જીવનની પૂર્ણ સરિતાના સુકાયાં નીર તોયે હા !
હતું જે જ્યાં નહિં તે ત્યાં નિહાળ્યું 'અસ્તિ' 'નાસ્તિ'માં-
જહાં જ્યોતિ ઝળકતી'તી તિમિર-દલ ગાઢ દીઠું ત્યાં !

વિલોકી શાન્તિ વન્હિમાં 'અસત્'માં 'સત્ય'ની ભ્રાન્તિ
વિરૂપતામાં નિહાળી હા ! સકલ સૌન્દર્યપર્યાપ્તિ !
જગતહિત સાધવા યત્નો કર્યા નવ આત્મમુક્તિના-
અશ્રદ્ધા કેળવી વિભુમાં ન ખોળ્યું શ્રેય છે શેમાં !

'જગતસેવાપ્રભુ સેવા' પુનિત એ શ્રેયનું સૂત્ર
ઢળીને ક્ષુદ્ર ભોગોમાં વિસાર્યો ભદ્રનો મંત્ર !
અહા ! અન્તે અનન્તે જો ! મળે આ સાન્તનો આરો
વહી એકાન્ત નિર્ઝરણું મળે જ્યમ વારિધિ ખારો !

હજી નિર્દય સતાવે કાં ! હવે જાણ્યું જીવન ઝબકે-
શરજજલબિન્દુ જ્યમ પદ્મે, ક્ષણિક શોભી વળી વણસે !

૪-૧૧-૨૯.

---

## કાળ-ચક્ર

( શિખરિણી-સૉનેટ )

પહાડોની હારો ગિરિવરકરાડો વિકટ જ્યાં
અરણ્ય વૃક્ષોની ભીષણ પ્રસરી જ્યાં સઘનતા;
ધસ્યા શેલે શેલે પ્રબલ જલધોધો પ્રથમ જ્યાં
મહારાશિ આજે જલધિ જલના ત્યાં ઘુઘવતાઃ

સમુદ્રોનાં મોજાં ગભીરરવથી જ્યાં ગરજતા
રણો ત્યાં રેતીનાં પ્રખર રવિ તાપે તપી રહ્યાં;
હતાં જ્યાં રેતીનાં રણ; ઝરણુ તો ત્યાં વહી રહ્યાં,
વળી નાનાં મોટાં નગર ભવનો ત્યાં વિલસતાં.

અણુ પ્હાડો થાયે; પરવત મટીને અણુ બને
રણ સ્રોતો થાયે; ઝરણુ વળી જોને ! રણ બને;
હતું જે જ્યાં ત્યાં ના, નવહતું જહાં જે તહીં થતું
અનન્ત બ્રહ્માણ્ડ પ્રતિપળ નવા સાજ સજતું.
હતો હું ને છું શું ! ક્ષણ પછી વળીએ થઇશ શું-
પૂછું પ્રશ્નો કો'ને?-સકલ જગ છે જ્યાં સુજસસું.

૧૩-૯-૩૦.

---

## સંન્યાસી

(વસન્તતિલકા અને અનુષ્ટુપ)

ધોળી ઢળી ગગનમાં ગિરિશૃંગમાળ
ભેદી ધસે શિખરને જલના પ્રપાત;
ચોપાસ જંગલ રહ્યું પથરાઈ ગાઢ
નિઃશબ્દ શાન્તિ ઝરતી વનમાં અગાધ.

ટેકરીની તળેટીમાં ઉંચા કો' વૃક્ષની નીચે
મૂર્તિ ધ્યાનસ્થ સાધુની ભવ્ય કો નજરે પડે.

કૌપીન માત્ર નિજ અંગ પરે ધર્યું'તું
ભસ્મે શરીર સઘળું શુચિ આવર્યું'તું
ભિક્ષાન્ન પાત્ર નિકટે વળી ત્યાં પડ્યું'તું
પાસેજ એક ઝરણું કૂદતું રહ્યું'તું.

પૂર્ણ વૈરાગ્યના તેજે ભાલ ત્હેનું ઝગી રહ્યું
સૂર્યના કિરણે જાણે હિમશૃંગ તપી રહ્યું!

આંખો મીંચી-અચલ ડોક-ટટાર છાતી
સંન્યાસીની શિવસમી પ્રતિમા સુહાતી;
આત્મા ઉંડે ગહન અંતરના પ્રદેશે
કૈવલ્ય જ્યાંહી જડ ચેતનનું વિલોકે.

હતું સંસારથી દૂર અરણ્ય અતિ તો છતાં
માયાના પાઠવ્યા દૂતો સાધુને પીડતા હતા;

તૃષ્ણા ક્વચિત્ ક્વચિત આશ અનેક આવી
લોભાવતી વિવિધ આકૃતિ-વેષધારી;
આસક્તિ, સિદ્ધિ જગની સઘળી બતાવી-
આકર્ષતી મધુર લોચનને નચાવી.

આસક્તિ, આશ, મદ, મત્સર, કામ ક્રોધ
દ્વંદ્વો અસંખ્ય, વળી લાલચ મોહ લોભ,-
આવી અડોઅડ વપુની પસાર થાય
સંન્યાસીને તદપિના અડકી શકાય.

એવે પ્રભા ઝળકતી વદને અનેરી
જાણે કળા પ્રકટતી શુચિ ચન્દ્ર કેરી!
બીડાયલા કમલશા અધરો ખુલે છે
શબ્દો પરાગ રજશા મધુરા ઉડે છે:-

" ઓ માત પ્રકૃતિ! અસંખ્ય અનન્ત ત્હારા
પાશો પડ્યા શિથિલ, અન્તર બાંધનારા;
'હું' 'તું' નથી; તદપિ 'તું' મુજમાં વસે છે
"સોઽहम्" છતાં ચપલતા ક્યમ તું ધરે છે? "

૨૮-૧૦-૩૦.

## અધૂરા વેદાન્તીને

( શિખરિણી–સૉનેટ )

અધૂરા વેદાન્તી! નવ કદિ વખોડીશ જગને
પદાર્થોને મિથ્યા કહી, કદિ ન નિંદીશ વિભુને;
ઉંધા પ્હેરી ચશ્મો જગ તરફ જો તું નિરખશે–
પછી ક્યાંથી ત્હેના અતિ ગહન સત્યો પરખશે?
નથી શું આ વિશ્વે જીવન જીવવાની સરળતા?
નથી શું વ્યાપેલી સ્થલ સકલ માંહે મધુરતા?
વ્યવસ્થા શું રૂડી અખિલ જગ કેરી નવ સજે?
અસંતોષી જેથી સતત ફરિયાદો બહુ કરે.

અહીં શું ખોટું છે? સરસ–મધુરૂં આ સકલ છે–
કહાં ખામી ભાળે?–જગત વિભુ કેરું પ્રતીક છે;
વિકારી દૃષ્ટિ આ નવકદિ વિલોકે વિમલતા–
જુવે દોષ દૃષ્ટિ શશિવદનમાંયે મલિનતા.

નિરાશી–વેદાન્તી! અકલ ગતિને ના કળી શકો
ખસો આઘે, કો'દી જીવન મધુરું ના જીવી શકો.

૧–૧૧–૩૦.

---

## જેવું અને તેવું

( દ્રુતવિલમ્બિત )

જઈશ જ્યાં જનમ્યાં સહુએ જતાં
પરહરી જગપન્થ તહીં તદા–
ભ્રમણ શું કરતું અટકી જશે?
શિથિલ ચક્ર કદી જગનું થશે?

ઝરણુ શું વહતાં વિરમી જશે ?
જલધિ ગર્જન ઘોર શું ત્યાગશે?
તજી, તરુ-વન-કન્દર, ભવ્યતા
ગ્રહણુ શું કરશે કદિ દીનતા ?

× × ×

સુરખ ! વીચિ અસંખ્ય સમુદ્રમાં
લઘુ ગુરૂ નિપજી લય પામતાં;
શતસહસ્ર નભે ઉડુઓ ઉગે
પળ પ્રકાશી વળી, પળમાં ડૂબે;

તદપિ વીચિ અસંખ્ય હજી ઉઠે
નિપજશે કંઇ કોટિ ભવિષ્યમાં;
સુરખ ! જો ! હજી અંબર તેનું તે
ખરી જતા પણ ના ગણના ઘટે !

૨૧-૧૧-૩૦.

---

## મરણ

(શાર્દૂલવિક્રિડીત-સૉનેટ)

શસ્ત્રો છેદી શકે કદી નવ, વળી બાળી ન વન્હિ શકે
પાણી ના ભીંજવી શકે પ્રલયનો વાયુ ન શોષી શકે;
નિત્ય સ્થાણુ અનન્ત નિશ્ચલ, ભલે ગીતા ભણે આત્મને
તોયે અન્તરમાં સનાતન સૂરો ન સ્થિરતા એ ગ્રહે.

આત્મા શાશ્વત; તો પછી મરણ શું ? ક્યાંથી પ્રવેશ્યું જગે
કોણે એ ઉપજાવ્યું ને સ્વરૂપ શું ? કેવી રીતે એ રહે !
મૃત્યુને નથી મૃત્યુ શું ? જગતને કોના નિયોગે ગ્રસે !
પ્હેલાં શું જગતમાં હતું મરણની, એના પછી શું હશે ?

મૃત્યુને અધિકાર શો જગતના સૌન્દર્ય સંહારવા ?
નિર્મી જે ન કંઈ શકે, કૃતિ કહાં તૈયાર તે ભાંગવા ?
એની જો અનિવાર્યતા જગતમાં તો કાં બધાં જન્મતાં ?
મૃત્યુ ના પરિહાર્ય તો જનમવું એથી શી મોટી પીડા !

કે જન્મ્યાંજ નથી ચરાચર બધાં તત્ત્વો દિસે જે જગે
કલ્પી લે અનુમાનથી મરણને અધ્યાસના કારણે !
૨૨-૧૨-૩૦.

---

## વિશ્વ અને વ્યક્તિ

( વસન્તતિલકા-સોનેટ )

ઉંચે નીચે સહુ દિશે પ્રસર્યું અપાર—
આ શું બધું ? નિરખું જે મુજ આસપાસ;
હું ક્યાં ઊભો ! મુજ નિવાસ કહાં પ્રમાણું
ચોપાસ વ્યક્ત સઘળું દિસતું અજાણ્યું !
આ ઝાડ ડુંગર અનન્ત અગાધ વ્યોમ
તારા અસંખ્ય ઘનવાદળ સૂર્ય સોમ;
સંબન્ધ શો સકલ સાથ હશે મ્હારો
અદૃશ્ય સૂત્ર મહીં સર્વ પરોવનારો !

કુંડાળું કાંકરી પડયે જલમાં તણાય
કાંઠાભણી ક્ષણ ક્ષણે સરતું જણાય;
"હું" શૂન્ય-સાગર-જલે પડતાં, શું પામ્યું—
વિસ્તાર વિશ્વતણું વર્તુલ ?—કેમ જાણું ?

"હું" મધ્યબિન્દુ મટતાં, પ્રભવ્યો 'હું' થી જે
આકાર વર્તુલતણો, મટી શું જશે તે ?
૨૬-૧૨-૩૦.

---

# ભય નિવારણ

(વસન્તતિલકા)

આખુ સ્થિતિ પરિણમે અનિવાર્ય રીતે-
મૃત્યુ મહીં; મરણ ચેતનમાં વિરામે;
ચૈતન્યરૂપ વળી નૂતન કો'ક ધારે
એવો જગે ક્રમ અનાદિ અનન્ત ચાલે;

ચિન્તા રહે તદપિ માનવ ને સદાયે
બ્હીતા ફરે મરણથી જગમાં બધાંયે;
જીવે છતાં જીવન-મૂલ્ય નહિં પિછાને
જાણે જીવે મરણના જીવને અભાવે.

ઓ માનવી ! મરણ નો પડદો નમ્યો છે
જે અમૃતત્વતણું દર્શન આવરે છે;
એ'ની વિતાન શૂર દર્શન સાંપડે છે
ને પ્રાપ્ય પ્રાપ્ત કરી મૃત્યુ ભણી હસે છે.

છે મોત ડંખસમ કેવલ પાપીઓને
પુણ્યાંશીઓ મરણ મુક્તિપ્રદ પ્રમાણે;
મૃત્યુ ભયંકર દિસે જન કાયરોને
આનન્દદાયી સુખકારી બને વીરોને.

ત્રાસો નહિં મરણથી ન મૂંઝો કદાપિ
છે મોત માનવતણો હિતકારી સાથી;
આપો નિમન્ત્રણ સદા ઋજુ પ્રેમ ભાવે
ભદ્રાશિષો પ્રભુજી પ્રેરિત મૃત્યુ લાવે.

જો ! મૃત્યુ-ડુંગર હજી ક્ષિતિજે દિસે છે
મેદાન જીવનતણું અતિ વિસ્તર્યું છે;
બ્હીશો નહિં મરણડુંગર ભાળી પાસે
આનન્દથી ભરી છલંગ કૂદી જજો તે.
૨૧-૧-૩૧

---

## અભેદ દર્શન

(વસન્તતિલકા)

ઓ માનવી ! ક્ષણભરી ગગને નિહાળ
વિસ્તાર તું અજબ આ જગનો વિચાર;
થૈ શાન્ત ચિત્ત,-કળવા રચના અપાર
તૈયાર થા; વિનવું; કેવલ એક વાર.

તારા અનન્ત સમયેથી ભમ્યા કરે છે
આકાશમાં નિયત પન્થ મહીં રહે છે;
કો દી વ્યવસ્થિતિ થકી નહિં એ ચળે છે
આદેશ ગૂઢ અતિ, પૂર્ણપણે ફળે છે.

રાત્રિંદિવા અવિરત ભ્રમણે ચઢ્યા છે
તોયે પરસ્પર કદી નથી આથડ્યા એ;
જેનો ગતિપથ જહીં તહીં તે ફરે છે
સ્વાતન્ત્ર્ય સર્વ, સહુનું પણ જાળવે છે.

મ્હોટા અનેક વળી લાઘવતા અનેકે
અન્યોન્ય તોય સમદૃષ્ટિવતી વિલોકે
જે ભેદ માનવ સમાજ વિષે વસે છે
તે સૃષ્ટિના વિવિધ તત્ત્વ વિષે ન દિસે:

અન્યાય ઘોર નહિં શું ક્રૂર એ ગણાય
અજ્ઞાન ગાઢ નવ શું સ્હમજ્યે જણાય!
શા માટ ભેદ રચવા મનથી અનન્ત
જો એકતા વિલસતી મૂળમાં અખણ્ડ!

ભાસે અનેકવિધતા સઘળી દિશાએ
એકાત્મતા પણ અભેદ્ય મહીં જણાયે;
માળા અખણ્ડ મણકારૂપ તત્ત્વ કેરી
કો ઐક્ય-સૂત્ર-તતિ-અવ્યયમાં પરોવી.

આ ઉંઘતા સરવરે ઉડુઓ રમે છે
આ સ્તબ્ધ ઝુંડ તરુની જલમાં તરે છે;
આ શાન્ત ડુંગર થકી ઝરણાં દડે છે
મૌને બધાંય પણ એકજ સૂચવે છેઃ-

" આવો મળો જગતનાં સહુ તત્ત્વ સાથે
એકાત્મતા પ્રસરી તે નિરખો બધાંયે,
આત્મીયતા અનુભવો; સહુ ભેદ ભાંગો
કંકાસ-ક્લેશ-રત માનવ સંગ ત્યાગો. "

૮-૪-૩૧.

---

## આગળ ધપ

(તોટક)

વચનો જન કાયર શાં વદ ના
ઉર દુર્બલતા કદી દાખવ ના;
બન ખિન્ન નહીં ન હતાશ તથા
થઈ નિર્ભય, પન્થ તું કાપ સદા.

નવ કો' તુજને અટકાવી શકે
ભય કો' તુજને ન પમાડી શકે
નવ કંટક કો' તુજ પન્થ વિષે
અયિ નિર્ભય માનવ! વેરી શકે.
કપરો અતિ દુર્ગમ માર્ગ કદી
નવ માનવ ધારીશ તુંય અહીં
ધર હિંમત છાતી ટટાર કરી
ધપ આગળ વિઘ્ન જશેજ ઊડી.

તરુ ઘીચ ઉગ્યાં, વળી ડુંગરના–
શિખરો વિકટ ક્ષિતિજે ઉભર્યાં;
મુખ ગહ્વર ખીણુ કરાલ ખુલ્યાં
નવ ધાર ઉરે તવ ભીતિ છતાં..

અસિ–હિંમતની લઈ વૃક્ષઘટા
દૃઢ નિશ્ચય સાથ તું કાપ તથા–
ગિરિમાળ કરાડ કરાલ ગુફા–
અસમાન જગા તું વટાવ સખા!

વિંટળાઈ સમુદ્ર પ્રચણ્ડ ત્હને
રજનિ દિન શક્તિ તણો ગરજે;
પથ–સંગતિ કેરી જરૂર ત્હને–
નહિ એકલવીર! દિસે ગમને.

૨૬–૫–૩૧.

## ક્યાંથી અને ક્યાં ?

( ઉપજાતિ )

'હતો' હું પૂર્વક્ષણમાં, ન હું 'છુ'
'છુ' તે 'હતો' એમ થઈ જવાનું
'હઈશ' શું કેમ કરી હું જાણું ?
'હતો' ન હું 'છુ' ન 'હઈશ' માનું !

ક્યારે અને કેવી રીતે હું આવ્યો !
ક્યાંથી અને ક્યાં અહિંથી જવાનો!
આરબ્ધ વા પન્થ નહિ થવાનો
પૂરો કહીંએ અવધિ વિનાનો !

આકાશમાં વાદળ આ ભમે છે
આવી ક્યહીંથી ક્યહીં એ પળે છે;
પૂર્વે ક્ષણે તો ક્ષણ પશ્ચિમે તે
જ્યાં વાયુ વાયે ત્યહીં તે વહે છે–

વિચિત્ર રંગો વપુએ ધરે છે
સન્ધ્યા ઉષા અમ્બર ચિતરે જે;
ક્ષણે સુનેરી ક્ષણમાં રુપેરી
ફિક્કું ક્ષણે ને ક્ષણ છાય ઘેરી !

પરન્તુ એ વાદળ ક્યાંથી આવ્યું
ભમી નભે ક્યાં ક્ષણમાં વિરામ્યું ?
બન્નેય છેડા સરખા અગમ્ય
હા! શું ન આ જીવન અભ્રતુલ્ય!

૭-૯-૩૧.

## પાપ અને પુણ્ય

( પ્રભાતનો હાળ )

સૂર્ય મણ્ડલ વિષે પૃથ્વીના ભ્રમણથી–
રાત્રિ ને દિવસની ભિન્ન રચના
ભાસતી તેવી હા ! માનવી ચિત્તને
પાપને પુણ્યની ભિન્ન ભ્રમણા !

પુણ્યને પાપ શું ? તેજ છાયા સમું ?
તિમિર કોણે કહે સિદ્ધ કીધું ?
એક સારૂં અને અપર નરસું કહ્યું
ભિન્નતા ક્યાં વસી હું ન સમજું.

ઊડ તું માનવી ! ભૂમિકા પૃથ્વીની–
છોડીને ઉન્નત વ્યોમપન્થે;
ભાળશે શૂન્યમાં પુનિત જ્યોતિ મહા–
સૂર્યની એકલી પૂર્ણ ખીલી.

૨–૨–૩૦.

---

## મુક્તિ

શાને માટે માનવોનાં મન તલસતાં મૂઢ સ્વાતન્ત્ય્ર કાજે !
શાને માટે છુટવાની જગતતટથી વાંચ્છના ઉર–રાજે !
ક્યાં છે મુક્તિ ! કે દિશાએ !–નજર ચઢતી ના કદી, ભવ્યભ્રાન્તિ–
જ્યાં જ્યાં ભાળે ચક્ષુઓ ત્યાં અતુટ દિસતી બન્ધનોની પ્રસક્તિ.

છોડી સેવે જંગલો જો, જગતજનની મિત્રતા, તું કદાપિ,
ચારે પાસે તો છતાંયે નજર પડશે વૃક્ષની ગાઢ ઝાડી;
ત્યાગીને તે જો કદી તું અવનિ પરથી ઊડશે અન્તરિક્ષે
તોયે ત્હારો દેહ આખો વિંટાઈ જશે સૂર્યકેરા પ્રકાશે.

અન્તે એવા કોક ઉંચા સ્થળપર જશે તું ન જ્યાં જાય દૃષ્ટિ
ત્હારો કેડો તો છતાંએ, ગગન પ્રસર્યું, છોડશે ના કદાપિ;
ક્યાં છે મુક્તિ ! વિશ્વ કેરા ગહનતલના બન્ધનાગારમાંથી
ઘેરા ગાઢા અન્ધકારે ભ્રમણ કરતાં આખરી મોક્ષ ક્યાંથી !
૧૭-૨-૩૨.

---

## મહાત્મા

( શિખરિણી )

મહાત્માના વૃત્તો જલધિસમ ગંભીર દિસતાં
ન તીરો ન પ્રાન્તો ગગનસમ સીમા વગરના;
દિસે વૈવિધ્યે તે પ્રકૃતિસમ ચારે તરફથી
કળાએ ના તર્કે ગહન પ્રભુશાં સર્વ ગમથી.

છતાં જેવી રીતે અચલ ધ્રુવના તારક ભણી
સમુદ્રે નૌધારી નજર કરી હાંકે નિજ તરી;*
તથા પુણ્યાત્માના પુનિત ચરિતો ચિન્તવન કરી
તરંગો જાયે છે જગજલધિના માનવ તરી.

૨૭-૯-૩૧.

---

## અનાદિ ક્રીડા

( મન્દાક્રાન્તા )

ઉંડા ઉંડા ગગનકુહરે ભવ્ય ક્રીડા અનાદિ
ન્હાના મ્હોટા ગ્રહગણતણી ચાલતી વેગશાળી;
ઉંચે નીચે દસ દિશ વિષે વિસ્તર્યું વ્યોમ જ્યાં જ્યાં
ગોળા ભારી, દિવસ રજનિ, ઉછળે કન્દુકો શા;

---

* હોડી.

દેખાતી આ અતિશય ઉંચા ડુંગરોથી ભરેલી
આચ્છાદેલી, જલધિ ઝરણાં વૃક્ષને વલ્લરીથી-
શું આ પૃથ્વી રજકણ સમી! તારલા તુલ્ય ઝીણી!
આવી મ્હોટી અવની અણુ શી સૂક્ષ્મ! શું બિન્દુ જેવી?

વિસ્તારી આ અજબ ગગને પૃથ્વી! ત્હારી સ્થિતિ ક્યાં?
રે'તા ત્હારા ગહન ઉદરે માનવોની ગતિ ક્યાં?
ચારે બાજુ અસીમ દિસતી તું જ જ્યારે અણુ શી-
ત્યારે વિશ્વે, સ્થિતિ અમ કહાં! ક્ષુબ્ધ થાઉં વિચારી!

જે આકાશે નજર પડતું વ્યક્ત આ સૌ સમાતું
તેને કોણે પ્રથમ સરજ્યું?-કેમ એને બનાવ્યું?-
ક્યાંથી-શાથી, અવિરતપણે કન્દુકોને ઉછાળે?-
ક્યારે પાછી રમત કરશે બંધ! હા! કોણ જાણે!

૨૬-૭-૩૧

---

## જ્યોતિ શોધન

( શાર્દૂલવિક્રીડિત-સોનેટ )

ક્યાં ખોળે! નવ ખોળવા જવું પડે એ ક્યાં નથી તે કહે?
આંખો બંધ કર્યા પછી ભ્રમણ ક્યાં સર્વત્ર તું આદરે?
આંખો ખોલ: ઉઘાડ અન્તરતણાં દ્વારો અને જો પછી
તે વસ્તુ નવદૂર અન્તર થકી પાસેજ કિન્તુ વસી;

પાષાણે ગિરિ ગહ્વરે સરવરે વૃક્ષો તથા પલ્લવે
ભૂમિ વ્યોમ તથા ચરાચર જગે સર્વત્ર એ વિસ્તરે
ભાસે અન્તરમાં અણુ અણુથકી, મ્હોટી વળી વ્યોમથી
જ્યાં જ્યાં અન્તર ચક્ષુઓ પરવરે ત્યાં ત્યાં દિસે એ વસી:

જ્યાંથી સ્થાવર જંગમ પ્રભવતાં જેમાં રહી જીવતાં
જેમાં અન્ત સમે વળી લય થતાં તેને કહાં શોધવા?
"तद्दूरे तदु अन्तिके" ઋષિવરો ઉચ્ચ સ્વરે ભાખતા
પુત્રો અમૃતના! સનાતન સુણો પુણ્ય ધ્વનિ શ્રેયના.

બ્રહ્મ જ્યોતિ સહસ્ર ભાસ્કરતણા તેજોથી એ ઉજ્જવળી
દીપે અન્તરમાં; ઉઘાડ ઉરના દ્વારો અને જો પછી.
૨૧-૧૨-૩૦

---

## અધીરતા

(હરિગીત-સોનેટ)

મિત્ર હું એ મિત્ર તે યે ભેદ કાં મન ઉદ્દભવ્યો
આવી અધીરતા આવડી! પ્રિયમૂર્ખી ક્યમ તું સંચર્યો?

ન્હો'તું કહ્યું રોકાવવા મમ મન્દિરે વર્ષો સુધી
આગ્રહ હતો ના માસનો દિનમાત્રની વિનતી હતી.
તે એ સ્વીકારી ના શક્યો!–બન્ધુ! રહીશ હું તો રડી
કિન્તુ 'શીરીં ફરહાદ'માં આવી અધીરતા ના હતી.

તારુણ્ય અધીરાઈ, સદા સંલગ્ન જો કે મેં દીઠી
તોયે અધીરતા ના દીઠી અવહેલતી આંખો મીઠી;

ત્હારે અધિક મધુરી હશે આંખો મૃદુ ત્યાં તાહરી
તોયે સખા! મ્હારી હતી મમતા ભરી–વિનતી ભરી;
ત્હારૂં રુચ્યું જો તેં કર્યું મ્હારૂ રુચ્યું હું એ કરું
ઉર–પાત્ર ના વારિવતી સમ નેત્રની ગળતી ભરું.

વિનતી સ્વીકારી ના શક્યો?–વિનતી! કહેવા દે ફરી
બન્ધુ! 'શીરીં ફરહાદ'માં આવી અધીરતા ના હતી.
૨૭-૧૨-૨૯

---

## ભિખારી

( અનુષ્ટુપ )

ઊભી કાયા જરાજીર્ણ શક્તિહીન ભિખારીની–
મૂર્તિમન્ત ક્ષુધા જાણે, સમીપે ન્યાયમૂર્તિની;

( શાર્દૂલવિક્રીડિત )

કોટિ યત્ન કર્યાં પ્રમાણિક પણે આજીવિકા ગાળવા
ખર્ચી શક્તિ અનન્ત યૌવનતણી તે અન્તને સાધવા;
કિન્તુ ક્ષીણ થઈ ગઈ શરીરની શક્તિ જરા લાધતાં
ચોરી અન્નતણી કરી ઉદરની જ્વાળા શમાવા જતાં:

( અનુષ્ટુપ )

ન્યાયાધીશ કરે પ્રશ્ન ત્યારે વાળે જવાબ તે
" અલ્યા ! નિંદ્ય કર્યું કર્મ ચોરીનું ક્ષુદ્ર કેમ તેં ? "
" ધાન્ય મેળવવા કાજે કર્યો પ્રામાણિક શ્રમ
પરન્તુ ના મળ્યું ત્યારે સ્વીકાર્યું નિંદ્ય (!) જીવન;
અમૂલ્ય જીવનો આજે કેટલાં ઝૂરતાં હશે ?
અન્નના કોળીઆ કાજે કેટલાં મરતાં હશે !

સાચા અન્તરથી યત્નો કર્યા શુદ્ધ પ્રમાણિક
તો છતાં ના મળ્યું જ્યારે, ખાવા, ત્યારે કર્યું મનઃ
અસાધ્ય રોગથી જ્યારે પીડાતું મમ અન્તર
કહો લેખી શકું કેમ નિંદ્ય હું ચોર–જીવન !
દેહાન્ત દંડની અર્પો સજા, વા કેદની મને
વિનવું આપને, જેથી–ચિન્તા જીવનની શમે. "
આટલું બોલતાં તેના નેનથી આંસુઓ વહ્યાં
હશે ફૂટ્યાં દયાંકુરો અન્તરે જગ–તાતના !
બાલકો કેટલાં આવાં હશે અશ્રુ–વિસારતા
ઉછંગે મીઠડા ત્હારા જનની ! શસ્ય શ્યામલા ?

૨૩–૮–૩૦

## રક્ષા-બન્ધન

( શાર્દૂલવિક્રીડિત-સોનેટ )

બ્હેની! મસ્તક ના નમ્યું ચરણમાં પિતૃ વિના કોઇના
બ્હેની અન્તર ના દ્રવ્યું પ્રભુ વિના કો' માનવી પાસમાં;
ઉલ્લાસે ઉર ઉછળ્યું નવ કદી શિવાય કે કાવ્યમાં
રક્ષા ભાળી નમ્યું-દ્રવ્યું-ઉર તર્યું આનન્દ સન્દોહમાં;

જન્મ્યાં ના ઉદરે, પીધાં પય નહિ સામાન્ય માતા તણાં
સાથે ના ઉછર્યાં તથાપિ ભગિની! આ શુદ્ધ સંયોગ કાં?
હેઠેથી અરપી હિમાલયતણા કાલિન્દી ગંગોત્રીના-
સ્રોતો, તેમ અનન્તના હૃદયથી શું આપણાં આ મળ્યાં?

રક્ષા મોકલી!-ના. તરંગ પ્રસરી કલ્યાણ-વારિ તણું-
કલ્યાણો! જલધિસમા હૃદયથી ત્હારા હશે વિસ્તર્યું;
રશ્મિ નિર્મળ સૂર્યની રજનિના અન્ધાર પ્રક્ષાલતી-
બ્હેની! તેમ ઉજાળતી હૃદયના અન્ધાર આ રાખડી.

સંસારે કંઈ બ્હેન બાન્ધવ હશે લેતાં અને અર્પતાં-
અર્પું શું?-કંઇએ નથી,-તદપિ આ લ્હાણાં ધરું કાવ્યનાં.

૨૮-૮-૩૦

---

## અનન્ત સફર

( શિખરિણી-સોનેટ )

મળી બે હોડીઓ સફર કરતાં એકજ દિશે
વિસામો લેવાને ઘડીક અટકી બંદર વિષે;
દિવાદાંડી શોધે, ઉભય રજનિમાં સતત તે
જલે જેથી ટાપુ અમર ભૂમિનો શા

કવચિત્ વ્હાણો ચાલે ત્વરિત ગતિથી વારિધિ જલે
કવચિત્ ધીમાં ધીમાં ચરણ ભરતાં અન્તર ગળે;
કવચિત્ ઝંઝાવાતો–પ્રબલ વમલો ત્યાં અનુભવે
કવચિત્ ન્હાના મ્હોટા ખડક નિરખીને ભય ધરે:

કવચિત્ તેનાં, બન્ને, ક્ષિતિજ ઉપરે દર્શન કરે
અને ત્યારે નાવો દ્વિગુણિત બલે ઉત્સુક ધસે;
પરન્તુ ટાપુનાં નહિ નહિ હજી દર્શન થયાં
હજી આઘે;–વચ્ચે નિરવધિ જલોના પટ પડ્યા.

છતાં હંકારે એ રજનિ દિન સાથે વિહરશે
અને અન્તે પેલા સુખમય કિનારે વિરમશે.

૩૦–૮–૩૧

---

## ઉપેક્ષા

( દ્રુતવિલમ્બિત–સોનેટ )

કુસુમ કોમળ જંગલમાં ખીલી–
વણસતું નિજ સૌરભ પાથરી;
કદર કોણ કહે કુલની કરે ?–
ભ્રમર ના. પણ છો રજમાં મળે;

(પગળતા સૂર વાંસળીના વને
શિખર ખીણ અને તરુમાં ભમે;
મધુરતા પણ ના જડ પારખે–
સ્વરતણી; પણ છો સૂર એ ડૂબે.

કુસુમને દરકાર ન ભૃંગની
નવ કરે પરવા સૂર કોઈની
ચરણમાં કરતાર તણા ઢળે
સુમન અર્પણ જીવન ત્યાં કરે;

કદર ડુંગરના શિખરો કરે-
સૂર તણી; યદિ ચેતન ના મળે.

૨૨-૧૧-૩૦

---

## મિત્ર વિયોગ

( શાર્દૂલવિક્રીડિત-સોનેટ )

વ્હાલા! જા; વસ દૂર-દૂર મમ જ્યાં નેત્રો ન આવી શકે
જ્યાંથી શબ્દતરંગ એક પણ ના મ્હારા સુણી તું શકે;
જ્યાં સંકલ્પ વિકલ્પ ક્ષુબ્ધ મનના ના પ્હોંચતાં થંભશે
જા. ત્યાં જા. વસ દૂર; છોડ-મુજને-છોડી સુખી તું થશે.

સ્હેલું હા! કથવું; પરન્તુ કરવું શું શક્ય છે તાહરે
શું ત્હારું ઉર એટલું કઠિન છે?-શું ક્રૂર એવું થશે?
શ્રધ્ધા છે દૃઢ; બન્ધુ! અન્તર તલે છો બોલું હું તો છતાં-
આવું; તું પણ છોડશે નવ મ્હને;-એ શું નથી સત્યતા?

બન્ધુ! ક્યાં છટકી જશે? નહિં નહિં કો' સ્થાન એવું હવે-
જ્યાં ત્હારા ચરણો જતાં અનુસરે ના હૈયું મ્હારું જવે;*
બંધાયું ઉર-ઐક્ય સુદૃઢ હવે; તોડ્યું નહિ તુટશે
ખેંચાતાં અતિદૂરથી દૃઢતમ ગ્રન્થિ પરન્તુ થશે.

લાખો યોજન દૂર તું વસ ભલે છેટાં હવે ના રહે
હૈયાં જે વળગી રહ્યાં ક્ષિતિજ શાં છુટાં હવે ના પડે.

૨૪-૬-૩૧.

## પ્રેરક મિત્રને

( વસન્તતિલકા–સોનેટ )

કો'ને હવે હૃદયનો પટ દાખવીશ ?
કો'ની સમક્ષ મમ અન્તર ઠાલવીશ ?
કો'ને વ્યથા હૃદય પીડતી હું કહીશ ?
કો'ની કનેથી ઉરશાન્તિ હવે લહીશ ?

કો'ને સુણાવીશ હવે મુજ કાવ્યપ્રાસો !
કો'ને કથીશ ગગનાઙ્ગણના પ્રવાસો !
હા ! કાવ્ય નન્દન–વને મુજ પ્રેરનાર !–
ક્યાં તું હવે ! વિહગ ! સાન્ત્વન અર્પનાર !

સન્ધ્યા ઉષા ગગન ચન્દ્ર રવિ ઉડુએ
ઝાડો લતા જલધિ ડુંગરમાં નદીએ
ક્યાંયે નથી અચર કે ચરમાં હવે તે
ત્હારા મધુર ઉરમાં વસી પ્રેરણા જે.

આઘે વસે પ્રિય ! ભલે દૂરથી તથાપિ
જોજે મ્હને; કવિતને; ન થતો પ્રમાદી.

૨૪–૬–૩૧'

---

## જગત શાન્તિ

( વસન્તતિલકા )

રોગે કયા જગત, તાત ! હશે પીલાતું ?
ભારે કયા અસહ્ય હા ! કચડાતું આખું !
ગૂઢ વ્યથા અણદીઠાં ઉર–મર્મ કાપે
ચોપાસથી કકળતું કરુણાર્દ્ર સાદે.

એક પ્રજા રુધિર બીજી તણું ચહે છે
સંહાર-મન્ત્ર દિનરાત ઉરે રટે છે;
વાતો છતાં જગત-શાન્તિ તણી કરે છે
સૌજન્યને પરહરી પશુતા ધરે છે.

યુદ્ધો કદી પ્રગતિપોષક નીવડે શું?
સંહાર સંસ્કૃતિ-સમન્વય સાધશે શું?
કાષ્ઠે ગળાં પ્રકટશે પ્રભુતા પ્રભાત!–
કે લાવશે નિકટ માનવતા વિનાશ?

રાષ્ટ્રિય દૃષ્ટિ નવ જોઈ શકે ભવિષ્ય
સ્વાર્થે ભરી અવગણે ઉમદા સુલક્ષ્ય;–
'ઉર્ધ્વ પ્રયાણ કરવું સઘળી પ્રજાએ–
સાથે', વિધાન વિભુનું વિસર્યાં બધાંયે:

ઓ માનવી! સૃજકની ઉમદા તું સૃષ્ટિ
ત્હારી કરી કૃતિ ધરે કરતાર તુષ્ટિ;
અર્પી ત્હને સકલ સૃષ્ટિ વિરાટ રમ્ય
તોયે અતૃપ્ય તુજ લોભ સદા અદમ્ય!

ક્યારે પરસ્પર પિતા! શમશે વિરોધ!
ક્યારે સદંતર થશે પશુતા-નિરોધ!
ક્યારે ત્યજી અધમ-સ્વાર્થપણું મનુષ્ય
સર્વે દિશા ગજવશે કરી પ્રેમ-ઘોષ?

૩૧-૧-૩૨

---

## બ્હેનને વિદાય

( માલિની )

વિજન વન ભૂમિમાં માલિની–સ્રોત–તીરે
વનચર ગણ મધ્યે કણ્વ રે'તા કુટિરે;
નવ હતી મુનિ ઉરે સે'જ આસક્તિ રેખા
હૃદય મહીં હતી ના સે'જ સંસાર–લેખા.

તદપિ દીકરી દેતાં કણ્વ કેરૂં ઘવાયું–
હૃદય વિરજ તેનું મીણ જેવું તવાયું;
સરિત–જલ કિનારા છાંડી વર્ષાઋતુમાં
નિયત અવધિ ત્યાગી વ્હેતું સર્વે દિશામાં–

મુનિવર નયનેથી અશ્રુ તેવીજ રીતે
દીકરી વિરહ થાતાં નીસર્યાં ધોધ–વેગે;
મુનિવર હૃદયેથી વાણી કલ્યાણકારી–
અખિલ જગત કેરાં શ્રેયને સાધનારી–

–નિસરી,–"ગુરુજનોની સાધજે બે'ન! સેવા–
દીકરી મમ, વધૂ તું સાસરે, કિન્તુ બેટા !"
ભગિની તદપિ બ્હેની ! દીકરી તુલ્ય સાનું
અધિક કથન કે'વું કણ્વથી શું ? ન જાણું.

તદપિ શુભ પ્રસંગે આજના આટલું હું.
ઉચિત ગણી કહું છું ધારજે અન્તરે તું:–

( ઉપજાતિ )

" ઉદ્યાન છે વિશ્વ તણું વિશાળ
જેમાં ઉગ્યાં છે સુખ દુઃખ ઝાડ.
છાયા તરુની નર નારી સેવે
સદૈવ સાથે જગતે રહીને.

કાલિન્દી ગંગા ઝરતી ગિરિથી
પ્રવાહ જુદા વહતા જ ખન્ને
તોયે મળે પુણ્ય પ્રયાગ તીર્થે-
અદ્વૈત સાધી નિધિમાં મળે છે:

તેવી રીતે ભિન્ન પ્રવાહ પૂર્વે
વ્હેતા દિસે જીવનના જ વિશ્વે
પ્રયાગ તીર્થે શુભ લગ્ન કેરા
મળી; પછીથી વહતા અનન્તે.

( માલિની )

ગહન હૃદયકેરી ગહ્‌વરોને પ્રભેદી-
પ્રબલ ઝરણુ વ્હેજો પ્રેમકેરાં ભગિની!
જીવન-વન-વિષે જો દેશ વેરાન આવે
પ્રણયજલવતી તે સીંચજો પ્રેમ ભાવે;

નિકટ પથિક આવે શ્રાન્ત કો' સ્રોતતીરે
સલિલ મધુર ઇચ્છે સ્નેહ કેરું પીવાને;
ઉભય સદય ઉરે અર્પજો નીર ત્હેને
પ્રથમ અતિથિસેવા ધર્મશાસ્ત્રો કહે છે.

સકલ ગુરુજનો ને સ્નેહી ને બાન્ધવોને
વિમલ હૃદય ભાવે શુશ્રૂષા આદરી, ને
સુશીલ ભગિની! સૌના ઠારજો અન્તરોને
વિજય ભગિની! સાચો હાર્દિક સ્નેહમાં છે.

( શાર્દૂલવિક્રીડિત )

અદ્વૈતામૃત ચાખજો સુખદુઃખે સંપૂર્ણ સુખી થજો
પ્રેમસ્રોત અખણ્ડ શાન્ત વહજો અન્તે અનન્તે જજો;
કીર્તિ-રશ્મિ દિગન્તમાં પ્રસરજો સત્સંતતિ પામજો
રે'જો તત્પર શ્રેયમાં જગતના આત્મોન્નતિ સાધજો.

૧૩-૫-૩૧

## ત્હારો એક સહારો

( પદ )

ધગ ધગ તાપે રેતી બાળે અન્તરને હા ! તાપ દઝાડે
ચારે બાજુ મૃગજલના જલ મિથ્યા મોહ લગાડે
પ્રભુજી ! અન્તર તાપ ન ટાળે !

દારુણ તરસે કણ્ઠ સુકાયે જલઝરણું નવ ક્યાંય જણાયે
પાર દિસે નવ રણનો ક્યાંયે ક્યારે એ પૂરું થાયે !
પ્રભુજી ! અન્તર ખૂબ રીબાયે !

દસદિશ ત્રાડો પાડી થાક્યો પણ નવ કોઈ વ્હારે ધાયો
વાયુ મહીં રવ વિરમ્યા તોયે–ઉત્તર સ્હેજ ન આવ્યો
પ્રભુજી ! કણ્ઠ અતીવ રુંધાયો !

જલ જલધિનું વીચી તોયે વીચીનો નવ જલધિ થાયે
જુદો છતાં યે તુજથી ત્હારો; પાર ત્વરાએ તારો
પ્રભુજી ! ત્હારો એક સહારો !

૨૦–૯–૩૧

---

## અનન્તની ઝાંખી

( ગરબી )

અન્તરના અવકાશે જ્યોતિ જો ! ઝગે
ઉજ્જ્વલ શા તમ–ડુંગરને જે ઓસરે;
શત શત ધારે સન્તત વહતો પ્રેમનો–
સૃષ્ટિને નવરાવે નિર્મલ જો ! ઝરો. અન્તર૦

ઉગમદિશામાં અરુણાં કર રવિના ફુટે
ડુંગરના ઊંચા શૃંગે જો વિસ્તરે;
ધુમ્મસના ઘેરાં જળની વરસી ઝડી
ભૂરાં એ જલ–ઓઘે સૃષ્ટિ જો ! બુડી. અન્તર૦

પૃથ્વીએ અવતરતાં તે ધીરે ધીરે
ધુમ્મસના પડદાને ખેંચી અમ્બરે
પરસ્પર સુન્દરતાની નજરે પડે
કવિ અન્તરમાં પ્રતિમા પ્રભુની જો ! ઠરે. અન્તર૦

ઉજ્જવળ રશ્મિ આત્મ-રવિના ફુટતાં
અન્તરના અમ્બરમાં વિસ્તરતી પ્રભા;
ધુમ્મસના દળ છિન્ન થતાં સૃષ્ટિ નવી
અનન્ત સુન્દરતાની કવિ એ સાંપડી. અન્તર૦

૨૪-૮-૩૦.

---

## જન્મ ભૂમિને

(તોટક)

અયિ માતૃભૂમિ ! પદ-પદ્મ વિષે
સ્મરણાંજલિ બાલક નમ્ર ધરે;
મમ શૈશવના સ્મરણો ઉભરે
જનની ! તુજ દર્શન પુણ્ય ખરે !

સ્મરૂં રમ્ય સરિત્તટના તરુઓ
વળી નિર્મળ વારિ તણાં વલયો;
જહીં વૃન્દ વિહંગમ ના વિચરે
કરતાં કલકૂજન કુંજ ભરે:

રમતો થઈ નિર્ભય રેતી વિષે
વિવિધાકૃતિઓ ચિતરી ભૂંસતો;
ક્ષણમાં સરિતા જલના સીકરે
વપુ કોમલ મંજુલ ભીંજવતો.

જનની વહતી મમ આવી તદા
'જલ સાથ કરે ક્યમ ગેલ સદા
ક્યમ ન્હાતુ! જરા નવ સાંભળતો'-
પણ હું ઉલટું વધુ ખીજવતો.

રમણીય મનોહર ઇન્દુ-કલા
રસ-નિર્ઝરતી નભ નિસ્સીમમાં;
વનકન્દર નિર્ભય શાન્ત સુતાં
નયને નિરખ્યાં અનિમેષ અહા!

જનની! વન, વ્યોમ, શિલા, તરુમાં
તવ મંગલ તત્ત્વ અનન્ત પૂર્યાં;
તવ હેત અપાર અગાધ દિસે
ઉપકાર શિશુ ક્યમ વિસરશે!

જનની! મમ શૈશવના દિવસો
જલ વ્હેણ સમા સઘળાં વરસો-
વહી હાય! ગયા અતિ પુણ્યદિનો
મળશે ફરી ક્યાંય શું ધન્ય પળો!

તવ રેણુ થકી જનની! ઉપન્યો
તુજ લાલન-પાલનમાં ઉછર્યો;
પણ દૂર હવે-અતિ દૂર હવે
છુટકો નહિ કિન્તુ વિયોગ સહે.

પણ અન્તિમ વિશ્વવિધાયકને
મમ નમ્ર વિનન્તી વિનીત સૂરે;-
" નિપજ્યું વપુ ભંગુર જેહ રજે
મળજો રજમાં ફરી મૃત્યુ સમે. "

૧૬-૧૧-૨૯.

## એક ધન્ય પળે

( શિખરિણી )

ઘણી ભાળી રૂડી તરુવરતણી ને વનલતા
વિલોકયાં મેં પુષ્પો મધુરતર ભૂમિ અપરના;
સુણી મેં સ્રોતોની ખળ ખળ થતી સંગીત ઋચા
દીઠી સાયંકાલે વિવિધ વરણી અમ્બર છટા:

પરન્તુ જે વૃક્ષો અસિત નભ ને વન્ય લતિકા
નિહાળ્યાં મેં મ્હારી રાધુર જનની જન્મભૂમિના;
વસુ તે તો વ્હાલાં-નિકટ વધુ લાગે હૃદયમાં
અહા! તેની તોલે સકલ જગના તત્ત્વ અધૂરાં.

જહાં ને જે વેળા સ્મરણ ઉભરે જન્મભૂમિનું
તહાં ને તે વેળા હૃદય ઉછળે વારિધિ સમું;
પરન્તુ ઈન્દુ ને જલધિજલનું અન્તર લહી
રડે સિન્ધુ ક્ષોભે હૃદય તુટતાં બાલક બની.

૧-૧૨-૩૧

---

## સ્વાતન્ત્ર્ય દીક્ષા

( વસન્તતિલકા )

ત્હારા અસહ્ય દુ:ખના કરુણા વિલાપો
ભેદી રહ્યા હૃદયગહ્વરના વિભાગો;
ઉદ્‌ગાર દીન-અતિ દુર્બલ સત્ત્વહીન
સુણી ગળે જનની! અંતર જેમ મીણ:

આક્રન્દ હેવ જનની! નવ તું કરીશ
નૈરાશ્યના ઉદધિમાં નવ તું ડૂબીશ;
ઉદ્વિગ્નતા હૃદયમાં નવ તું ધરીશ
શોકાનલે વધુ હવે નવ તું જળીશ:

માતા ! હવેથી નવ ખિન્ન બનીશ સે'જે
ઉદ્ધાર કાજ તુજ જાગૃત બાલ આ છે;
છેદીશ હું સકલ બન્ધન માત ! ત્હારાં
ભેદીશ હું પ્રબલ અંક જ શૃંખલાના.

સ્વાતન્ત્ર્ય મન્ત્ર જનની! સઘળી ધરામાં-
વિસ્તીર્ણ સાગર-તરુ-ગિરિને અરામાં-
ફુંકીશ, માત! નવજીવન-પ્રેરણાઓ-
રેડીશ, હું સીંચીશ નૂતન ચેતનાઓ.

રોકી શકે નવ કદી તવ બાલ ને કો'
જેની નસે રુધિર આર્ય સદા વહે છે;
જોશે ત્હને જગત માત ! બધું સ્વતન્ત્ર
સ્વાત્માર્પણે કરીશ હું તુજને પ્રસન્ન.

વિસ્તીર્ણ ક્ષુબ્ધ જલધિ-જલને તરીને
દેશાન્તરે સમરઆંગણમાં ઢળીને
અર્પીશ દેહ બલિદાન પ્રફુલ્લ ચિત્તે
કલ્યાણી માત! પ્રણમી તુજને સ્મરીને.

ઉત્સાહ, પ્રેમ, ધૃતિ, શૌર્ય તણા પ્રસંગો-
હેમાક્ષરે ચિતરશે ઇતિહાસકારો;
વાત્સલ્યસ્રોત ઝરશે જનની ! તહારો-
તેમાં બધું જગત આ કરશે વિહારો.

આક્રન્દ દેવજનની! નવ તું કરીશ
ઉદ્વિગ્નતા હૃદયમાં નવ તું ધરીશ;
જોશે તને જગતમાત! બધું સ્વતન્ત્ર
સ્વાત્માર્પણે કરીશ હું તુજને પ્રસન્ન.

૨૫-૧-૩૦.

## અન્તિમ ઇચ્છા

( શાર્દૂલવિક્રીડિત )

પેલો ડુંગર ભવ્ય રમ્ય, ક્ષિતિજે વીંટ્યો જહીં ધુમ્મસે
પેલી મન્દ તરંગિણી સરિત જ્યાં વ્હેતી ઉમંગે દિસે;
પેલાં વૃક્ષ નવીન પલ્લવ તણા ભારે ઝુલી જ્યાં નમે
ત્યાં મ્હારા મૃતદેહને અનલમાં સંસ્કાર તું અર્પજે.

જ્યાં બાળે શવને તહાં કુસુમિત વૃક્ષાવલિ રોપજે
ને ત્યાં કોતરજે શિલાતલ પરે, હું જે કહું તે સખે!
" ઉત્સંગે જનનીતણા શિશિર આ વૃક્ષોતણી છાંયમાં
સૌંથી પુણ્ય વિભૂતિ તે અમરની એકાન્ત આ સ્થાનમાં;

જેના ભૌતિક દેહને જનનીએ મીઠા ઉછંગે લઈ
પોષ્યો વત્સલતા ધરી ઉમળકે કોટિ પ્રયત્નો કરી;
સ્રોતો-ડુંગર-કન્દરો-તરુલતા-પંખી-કુરંગો સમાં
જેણે સુન્દર સાથીઓ શિશુવયે રીઝાવવા અર્પીઆં;

મીઠી તે જનની તણા હ્રદયમાં એ બાલ તેનો સુતો
મોક્ષાર્થે નિજ માતના સમરમાં સ્વાતન્ત્ર્યયજ્ઞે પડ્યો;
ઇચ્છા અન્તિમ અન્તરે જનનીના ખોળે સુવાની હતી
તે તેની થઈ પૂર્ણ ને અમરની શાન્તિ સુહાગી ધરી."

૨૮-૧-૩૦

---

## ભારતને આશ્વાસન

( શાર્દૂલવિક્રીડિત )

વ્હાલી ભારતમાત! ખિન્ન હ્રદયા-નિસ્તેજ કાં ભાસતી!
કાં તારા વદને હજી કરુણતા, ઉદ્વિગ્નતા લાગતી!
ડૂસ્કાં કાં વિરમે નહિ રુદનના? નિશ્વાસ કાં ના શમે?
કાંના લોચનમાં પ્રસન્ન સ્મિતની રેખા હજીએ રમે?

પાયાં તેં પય માવડી! પ્રણયથી અંકે લઇ કૃષ્ણને-
કૌન્તેય, કૃપ, દ્રોણ, કર્ણ ભીમને સૌભદ્ર, ગાંગેયને;
ત્હેના વંશજ-ત્હેમના રુધિરથી કાયા બની જેમની
તેઓને હતવીર્ય ક્ષીણ નિરખી હૈયે નિરાશા ધરી?

કિન્તુ વીર પ્રસૂતિની! સિંહણના પુત્રો શું સિંહો મટે?
ભસ્મે પાવકના જ્વલન્ત તણખા ઢાંક્યા શું થંડા પડે?
વર્ષામાં ઘનઘોર વાદળવતી ઘેરાય ભાનુ છતાં
શું ત્હેનાં કિરણો પુનઃ પ્રકટતાં ધારે કદી મન્દતા?

તન્દ્રા તેત્રિશ કોટિની પરહરી જો! દોઢસો વર્ષની
કાળી રાત્રિ કરાળ દીર્ઘ ઉડતી; ને પ્રેરણા સીંચતી-
ફૂટી છે ક્ષિતિજે પ્રવાલવરણી સૂર્યપ્રભા કોમળી
ખુલ્લાં ખેતરમાં તથા નગરમાં જે એકધારે વહી.

૧૩-૧૨-૩૧

---

## માતૃમિલન

(૫૬)

સાગર જલમાં સુરજ ડૂબે ક્ષિતિજે નાવ જણાય-
પર્વત શૃંગે હું ઊભો ત્યાં અન્ધારું આછું છવાય;

ધીરે ધીરે વ્યોમને તીરે તારાઓ ઉભરાય
બીજના ચન્દ્રની કોર ફૂટી ને પુનઃ આથમી જાય;

થંડી મીઠી પવન લ્હેરે આંખો મ્હારી મીંચાય
જાણ્યું જોયું પૂર્વે નહિ તે સ્વપ્ને સર્વ જણાય;

" મ્હારી સ્હામે વ્યોમને કાંઠે પુણ્ય પ્રભા પથરાય
ભાગીરથી શા તેજ ઝરામાં જગત આખું ન્હાય;

સંકોચાઇ પ્રભા ધીરે નિશ્ચિત ધારે રૂપ
આકાશ આરે થોડી વારે પ્રકટ્યું દેવી સ્વરૂપ;

ધીરી ચાલે દેવી હાલે નિકટ મ્હારી આવે
પાસે આવે ત્યમ ત્યમ તેની આકૃતિ સ્પષ્ટ દેખાયે;

સો દણ્ડ છેટે હવે રહી તે, પાસે હજીએ આવે
આંખો મ્હારી આંજી નાખે સુધાશીળી પ્રભાએ;

આવી અડોઅડ સહસા દેવી ભાસે અન્ય સ્વરૂપ
આઘેથી લાગી આનન્દમૂર્તિ તે પાસેથી જોતાં વિરુદ્ધ;

ઘેરી છાયા ગ્લાનિ કેરી મુખે દિસે પથરાઈ
ધૂળે વીંટી કો વેલી જાણે વન તણી કરમાઈ!

પ્રત્યક્ષ જાણે શોકની મૂર્તિ ઊભી સ્હામે જણાય
તો યે છતાં તે મધુરતાથી દિશા દસે ઉભરાય.

આંખો ભાસે રાતી રાતી માંહેથી વરસે નીર
આંસુના બિન્દુ ટપકી ગાલે ભીંજવે ત્હેનું ચીર;

હા! હું ભૂલ્યો, ગળતાં હતાં તે નો'તાં અશ્રુનાં નીર
સતત ધારે કિન્તુ ત્હેનાં નેત્રોથી વે'તાં રુધિર;

ઉ'ના નિશ્વાસે વૃક્ષો સુકે વ્હેતાં વ્હેળાનાં પાણી
વારિધિ-વારિની વરાળ થૈને વ્યોમ માંહે સમાણી;

કારુણ્ય કેરી મૂર્તિ નિહાળી જીહ્વા કણ્ઠે સમાઇ
ગદ ગદ કણ્ઠે રોતી ભાળી મ્હારીએ આંખો ભરાઈ.

થોડી ક્ષણ તો એમ ને એમ અવાક દેવી ઊભી
જોતાં હજીએ મુજને સુતો ધીરજ ત્હેની ખૂટી.

ધ્રુસકે ધ્રુસકે રોતી રોતી પાલવે આંખો લો'તી
કકળતાં અન્તર માંહેથી ગગળે સાદે બોલી:-

" સુખે કયા હા ! નિદ્રા આવે આંખે ત્હને અઘોરી
પત્થર પાક્યો કાં નવ પાજી ! ત્હેં કુખ મારી વગોવી;

દાનવના દળ ગળું દબાવી પીડે છે દેવની જનની
તેત્રિશ તેત્રિશ કોટિ સુતોએ આજે હું વન્ધ્યા નિવડી.

આંચળ દોહી કામદુહાના કાઢે છે લોહીની ધાર
દૂધ અવાડે નહીં મળે તો મારે છે મૂંગો માર:

વત્સો ભૂખ્યાં ટળવળે ને માગી રહ્યાં આહાર
ઉદર પૂરતા ટુકડા કાજે રવડે છે મ્હારાં બાળ !

છાસઠ કોટિ આંખો દેખે જંજીર જનની કેડે
ટોટો પીસે દાનવ તોયે લોહી હજી ના ઉકળે !

ઇક્ષ્વાકુ જાદવ કૌરવ વંશો પૃથ્વીએ ગૌરવશાળી
પ્રતાપી રાણા પ્રતાપ કેરી વ્હાલસોઇ હું માડી !

સિંહો ને સિંહણને આપ્યો જન્મ છતાંએ મ્હારી
શીયાળ તુલ્ય પ્રપૌત્રોએ લાજ છચોક લુંટાવી.

વૈકુંઠવાસી પુત્રો મ્હારા હશે ઓચરતા વાણી
" ધિક્કાર હજો એવા સુતોને માની કુંખ લજાણી ! "

આ'વું કે'તાં હૈયે તેને વેદના વાધી અતિ
"બેટા ક્યારે"–એટલું વદતાં માતાને આવી ચકરી;

"વ્હાલી માતા ઓ !-અત્યારે"-રાડ પાડી મેં ઝબકી–
ચારે પાસે ઉઠી જોયું તો રાત્રિ હજી છે અરધી. "

૬–૧–૩૦.

## પ્રાર્થના

ખારૂં તૂરૂં રૂક્ષ લાગે તુજ વિરહમાં વિશ્વ શૂન્ય સ્મશાન
વ્હાલા! કોને કેમ કેવું! હૃદયદમતી વેદનાનું નિદાન;
કેને ક્યારે દૂરતા નો ઉરતપવતો ખ્યાલ હા! દૂર જાશે?
ક્યારે ત્હારી હાજરીનો અનુભવ સખા! અન્તરે સ્પષ્ટ થાશે!

જેવી રીતે ધેનુ પાસે ત્વરિત ગતિથી વત્સ ઉત્કણ્ઠ દોડે
માળે થાક્યાં પંખીઓના ગણ, વિરમતાં સૂર્ય, જેમ પ્રવેશે;
જેવી રીતે તીવ્ર વેગે સરિત મળવા વારિધિને ધસે છે
તેવી રીતે લીન થાવા તુજ હૃદયમાં હૈયું મ્હારું મથે છે.

આઘે આઘે કોક એવા સ્થળ મહીં વસે જ્યાં ન દેહે જવાય
એવાં ભાળ્યાં સાધનોનાં લઈ જઈ શકે જે અહીંથી ત્યહાંય;
"આઘે આઘે તો છતાંએ નિકટતમ તું સર્વથી ખૂબ લાગે
ચારે પાસે અંતરાલે રસઘન અહા! એક અદ્વૈત રાજે"

આવું તેવું કૈંક કે'તા ઋષિવર છતાં વેગળો કેમ થાય?
શ્વાસે શ્વાસે ક્ષીણ થાયે જીવન. ઉર હા! વિપ્રયોગે રુંધાય!

૧૫-૧-૩૨.

---

## મધુરતમ કાવ્ય

(પ્રભાતનો હાળ)

સ્નેહબિન્દુ જલે એક પડવા છતાં
વિવિધ વરણાં દૃગે રંગ ચઢતા
કરુણરસકણ જલે હૃદયના ટપકતાં–
રસ નવે તરત ઉરમાં પ્રકટતા;

જલધિમાં જ્યમ ભર્યું સકલ જલ મેઘનું
        શિશિર શશિકિરણમાં અમૃત ઝરણું;
વિટપ પલ્લવ રહ્યાં વૃક્ષના મૂલમાં
        અન્ય રસ ત્યમ વહે કરુણ તલમાં.

પિગળવું, પ્રજળવું, ટવળવું, કગરવું
        ક્ષણભરી આર્દ્ર ભવભૂતિ બનવું
રુદનથી દુઃખીનું કકળતું ઠારવું–
        હૃદય, ને દુઃખ સહભાગી થાવું!

કરુણ રસ સ્રોતમાં હૃદયનું વિહરવું
        જીવનના મૂળમાં ક્ષણ વિરમવું;
અખિલ વૈવિધ્યમાં આન્તરિક ઐક્યનું
        સમ થઈ ક્ષણભરી દૃશ્ય જોવું!

કરુણરસ નિતરતાં મધુરતમ કાવ્ય હા!
        જીવનની ધન્ય ક્ષણના ઉમળકા;
નિમિષમાં નિકટ જગ-ઇશ દર્શાવતાં
        વાણીવિસ્તારનો સાર ધરતાં.

૧૬-૧૧-૩૧.

---

## કવિતાને

( શાર્દૂલવીક્રિડિત )

જન્મોજન્મ તણી અતુટ મમતા તુટી ગઈ શું સખી!
વારંવાર સ્મર્યા છતાં હૃદયમાં આરૂઢ કાં ના થતી!
વર્ષાના ઘનઘોર વાદળમહીં વિદ્યુત્ સમી આવતી
અન્ધારું ઉર આવરે તદપિ કાં ત્હારી છૂપાઇ દ્યુતિ?

જ્યારે કો' ગિરિરાજ ભવ્ય, ક્ષિતિજે હું દૂરથી ભાળતો
છેલ્લાં હેમભર્યાં રવિકિરણને સ્નેહાળ પંપાળતો;
તે કાળે તુજ મૂર્તિ દિવ્ય, ગિરિના એકાન્ત શૃંગો થકી–
જન્મી, વાયુ ગતિ ધરી ઝડપથી આ ઉરને ભેટતી;

જ્યારે હાલરડાં પ્રસુપ્ત જગને ગંભીર શાન્તિભર્યા–
સૂરોમાં લલકારતી, ગગનથી, માતાસમી જ્યોત્સના
તે વેળા તુજ શુદ્ધ કોમળ સૂરો અજ્ઞાત કો' દેશથી
આવી, અન્તરની વીણા જગવતાં પ્રેમાળ સ્પર્શોવતી;

જ્યારે વિસ્તૃત સબ્યસાગર જલે જાગે તરંગાવલિ,
ત્યારે દર્શન ઊર્મિના શિખરથી તું નાચતાં અર્પતી;
તેના તેજ દિસે ગિરિ જલધિને રાત્રિ તથા ચાંદની
ક્યાં મૂર્તિ મધુરી રસાળ, કવિતા ! ત્હારી ગઈ માનિની!

૧૦–૧–૩૨

---

## વ્રતભંગ

( અનુષ્ટુપ અને શાર્દૂલવિક્રીડિત )

" 'નથી' ની આશમાં 'છે' તે ગુમાવો ઋષિજી નહિં–
રાત્રિમાં ખરતા તારા જેવું, સૌન્દર્યને લહી. "

શબ્દોના પડઘા અનેક યુગને ઓળંગીને આવતા
શૃંગે શૃંગ મહીં હિમાલયતણા લાગે હજી ઘૂમતા;
પાનાંઓ ઇતિહાસના ઉઘડતાં, આંખો સરી ભૂતમાં–
બેઠેલાં નિરખ્યાં સરોવરતટે રાજર્ષિ ને મેનકા.

એકાન્ત સરના તીરે ધ્યાનમાં નયનો મીંચી
આદરે તપ રાજર્ષિ મૂર્તિમન્ત ઉમાપતિ !

આ શું ?–મેઘ ધસી ચઢે ગગનમાં, જો ! ચન્દ્રતારા ડૂબે
ઝંઝાવાત ઉઠે પ્રચણ્ડ, ક્ષણમાં ઝાડો તુટીને પડે;
ગર્જે વાદળ, વાદળે ચમકતી ભૂરી વીજો પાતળી.
વીજે આરૂઢ જો ! થઈ ઉતરતી કો વ્યોમથી સુન્દરી.

ખોલતાં નયનો ભાળે ઋષિજી દિવ્ય સુન્દરી
પુનઃ પ્રકૃતિની એવે રૂદ્ર ભીષણતા શમી;

રાત્રિ શાન્ત વહે વળી ઉડુગણો ધીરા પ્રકાશે ઝગે
ઝીણી કૌમુદી પારદર્શક ઝરે ઉંડા નભોમંડળે;
ધોળાં વાદળખણ્ડની તરવરે તસ્વીર ભૂરાં જલે
વૃક્ષો ડુંગરને સરોવરતલે જાદૂઈ શાન્તિ ઠરેઃ

સત્ત્વ સૌન્દર્યનું જાણે નિતારી વિધિએ ઘડી–
મોહક પ્રતિમા તેવી મેનકાની દીપિ રહી;

અંગે અંગ થકી ઝરે મધુરતા સૌન્દર્યધારા સવે
જાણે મૂર્તિમતી ઉભી તરુણતા સ્હામે વસન્તોત્સવે !
ધોળું વસ્ત્ર તરંગમાં ફરફરે વાયુ તણા પાતળું
જાણે ચન્દ્રની ચન્દ્રિકા લઇ પછી તે વસ્ત્ર તેનું વણ્યું !

એકાન્તે તરુણી ભાળી "કે'" વિચારે ઋષિ મને
કૃષ્ણ વાદળના વૃન્દે ચન્દ્ર એવે છૂપે નભે;

છાયા ડુંગરના શિરે અવતરે તે મેઘના વૃન્દની
જ્યાં ઉભી સુરસુન્દરી વળી તહીં તે છાય આવો સરી;
ઝાંખા અસ્ફુટ તેજમાં મધુરતા ત્હેની તરી આવતી
સૌન્દર્યે થઇ વૃદ્ધિ હોય ત્યમ ત્યાં તે સુન્દરી ભાસતી;

અભિજાત ઋષિ આર્ય કે' અગસ્ત્ય તણા બળે
મેરાઈ સુન્દરી નેને અયોગ્ય તો છતાં જુવે.

નીચું સુન્દરીનું નમ્યું શિર તથા દૃષ્ટિ ઢળી પૃથ્વીએ
ઝીણા વાયુ તરંગથી કરચલી ઝીણી પડે અંચલે;
સેંથે ચન્દ્રપ્રકાશમાં ચમકતું સિન્દૂર સોહામણું
કાને કુંડલના સ્થળે લટકતું કો વેલનું ફુલડું.

મેનકા નયનો એવે રોપે મીઠાં ઋષિ દૃગે
નેત્રમાં સામટા જાણે સહસ્ર દીપકો ઝગે.

એવે કોકિલ મુગ્ધ પંચમ સૂરે ટુહૂરવે વૃક્ષમાં
ખીણે ખીણ મહીં ઉઠે પ્રતિધ્વનિ વ્યાપી રહે વ્યોમમાં;
જાણે દૂતી વસન્તની મદનને મીઠા રવે નોતરે!
જાણે યૌવન વિશ્વનું વિકસતું પ્રત્યેક તે કૂજને!

સંજીવી ઔષધી જાણે અન્તરે ઋષિના ઢળે
પૂર્વજીવનના પાછા સંસ્કારો મૃત ઉદ્દભવે;

ભાવો અન્તરમાં અનેક ઉછળે–ઇચ્છા નહિ તો છતાં
છોડી અન્તર નેત્રમાં પ્રકટતા–ને વિકૃતિ ધારતા;
વૃત્તિ નિર્મલ શાન્ત ને કુદરતી ત્યાગી ઋષિને જતી
તાલાવેલી મચી રહી હૃદયમાં; કિન્તુ ઉરે ભાવતી;

નેત્રે સુન્દરી નેત્રોને ચન્દ્રધારા સમાં જડે
તપસ્વી યોગીનું હૈયું–ચન્દ્રકાન્ત સમું દ્રવે!

લજ્જાની સંયમ ભાવના વિનય ને દાક્ષિણ્યવૃત્તિ તથા–
ઉંચી અન્તરની દશા, વિમલતા, પ્રજ્ઞા તણી સ્થિરતા.–
છોડી તીર ન જ્યાં સુધી નયનના ભ્રૂભંગના ચાપથી,
વીંધે અન્તર સુન્દરી પુરુષનું રે' સર્વ એ ત્યાં સુધી.

અંજાયે ઋષિની આંખે લાલ રંગ અનંગનો
પ્રભાવ પ્રસરે એવે ચારે પાસ વસન્તનો;

વાયુ જંગલમાં વહે; સરવરે ઝીણા તરંગો ઉઠે
કંપે પલ્લવ વૃક્ષમાં; કુમુદિની ડોલન્તી ધીરે જલે;
ઇન્દુ એક મટી અનેક બનતો ચુંબે પ્રિયાને, સરે
છોળો મત્ત વસન્તની ઉછળતી સર્વત્ર વ્યાપી રહે:

ચિત્ત રાજર્ષિને તાણે જોરથી મેનકા કને
અન્તરાત્મા છતાં ત્હેનો પન્થ અન્યત્ર દાખવે; ?

નેનો સ્નિગ્ધ તથાપિ તે ઉર વિષે અન્ધારને પાથરે
અન્તર્નાદ તણા પવિત્ર પડઘા જન્મી પુનઃ ઓસરે;
વાધે સો ગણી ચિત્તની પ્રબલતા અવ્યક્ત કો કારણે
રાજર્ષિ નિજ સ્થાનને પરહરી જ્યાં મેનકા ત્યાં પળે'

રાજર્ષિ નિકટે આવે છતાં સુન્દરી ના ખસે
અસ્ફુટ સ્મિતની રેખા લલના લોચને તરે.

આવી છેક નજીકમાં અટકતા રાજર્ષિ થોડી ક્ષણ,–
કિન્તુ બીજી ક્ષણેજ સુન્દરીતણું ઝાલે ઋષિ કંકણ;
સ્પર્શે શીતલ હસ્તના ઝણઝણી વીણા ઉઠે ઉરની
રોમે રોમ ખડાં થયાં પ્રસરતી કંપારી અંગે ઝીણી;

લજ્જાના બન્ધનો તોડી મૌનભંગ કરે ઋષિ
તથાપિ મેનકા એકે શબ્દ બોલે નહિં હજી!

બોલી ના પણ હાવભાવ મધુરા નેનોમહીં દાખવે
રાજર્ષિ પરતન્ત્રતા અનુભવે પ્રત્યેક ભાવે હવે;
ઢીલા દોર પડે પ્રમત્ત મનના અશ્વો હવે ઉછળે
એવે કોમલ સૂરમાં ઋષિજીને દેવાંગના ચેતવે;

" 'નથી'ની આશમાં 'છે' તે ગુમાવો ઋષિજી! નહિ–
રાત્રિમાં ખરતા તારા જેવું, સૌન્દર્યને લહી."

કિન્તુ શબ્દ પૂરા થતાંજ, તરુણી ગાલે તરે લાલિમા
ને ઉંચી ગિરિમાળના ઉદરમાં, એવે ગળે ચન્દ્રિકા;

× × × ×

શબ્દોના પડઘા અનેક યુગને ઓળંગીને આવતા
શૃંગે શૃંગ મહીં હિમાલય તણા લાગે હજી ઘૂમતા.

૨૮-૧૧-૩૦.

---

## વાલ્મીકિ

(અનુષ્ટુપ)

અરણ્યે ઝૂંપડી બાંધી વસે છે મુનિ વાલ્મીકિ
સાધતા આત્મનું શ્રેય અખણ્ડાનન્દમાં ડૂબી;

(વસન્તતિલકા)

આધિ ન બાધતી અહિં જગની ઉપાધિ
ચિન્તા નહિ વળી નહિ જગના પ્રપંચો;
શાન્તિ અલૌકિક નિસર્ગિક રાજતી જ્યાં
વાલ્મીકિજી અનુભવે પરમાત્મને ત્યાં.

આક્રન્દ મન્દ કરતું ઝરણું વહે છે
કો સ્નેહીના સ્મરણથી રડતું હશે એ!
નીચી લળી લળી પૂછે વનની લતાઓ
તો યે ન અન્તરતણી ઉચરે વ્યથાઓ!

પ્રાચી મહીં અમિત ગૌરવથી લસન્તી
લાવણ્યથી નિતરતું નિજ અંગ ભાળી—
બાલા સમી સરકતી ગગને ઉષા આ
ચૂકી-સરી-ઉછળીને જલમાં મૂજન્તી;

આવે સમે કર વિષે જલપાત્ર ઝાલી
સાડું શરીર વનવલ્કલથી વીંટાળી;
તેજેભર્યાં વદનથી પ્રતિભા પ્રસારી
"શ્રીરામ રામ" વદતા વિચરે મુનિજી.

(અનુષ્ટુપ)

હસ્તમાં દણ્ડ ધારીને "શ્રીરામ" લલકારતા
સરિતાસ્નાનને કાજે, મહાભાગ મુનિ જતા;

(વસન્તતિલકા)

કલ્લોલતાં વનવિહંગમ ને વિલોકી
વૃક્ષો લતા પવનથી નમતાં નિહાળી;
સૌન્દર્યથી ઉભરતી વનસૃષ્ટિ ભાળી
હૈયું નમે ઋષિતણું શુચિ ભાવશાળી;
એવે અરણ્ય મહીં કૌતુક એક ભાળ્યું
ને ગ્લાનિથી ઋષિતણું ઉર તો છવાયું;
શોકાર્દ્ર હાર્દ ઋષિનું નયને તરે છે
ને શોક શ્લોકમહીં અન્તરનો સ્રવે છે.

(અનુષ્ટુપ)

ક્રૌંચનું યુગ્મ ત્યાં મ્હાલે હીંચતું તરુકુંજમાં
ક્રૌંચી વ્હાલવતી ચુંબે, ચંચુથી નિજ કન્થને;

(વસન્તતિલકા)

આનન્દમાં ઉભય પંખી ડૂબી રહ્યાં'તા
ઉલ્લાસથી કિલકિલાટ કરી રહ્યાં'તાં;
શું સ્નેહમાં કદિ ન ઉદ્‌ભવતી કુશંકા?–
કે સ્નેહીઓ વિસરતા વિધિના પ્રપંચો.

કામી બની યુગલ કેલિ કરી રમે છે
અસ્પષ્ટ–સ્નિગ્ધ–મધુરું–મધુરું લવે છે;
ક્રૌંચે લીધી તરુણીને નિજ પાંખ માંહે
ને દીર્ઘ ચુમ્બન દીધું અતિ વ્હાલ સાથે;

( અનુષ્ટુપ )

પ્રેમની પી મદિરા ને ઘેલું કોણ બન્યું નથી ?
પાનથી ના બને ઘેલું પ્રેમની મદિરા નહિ;
ગળ્યાં બન્ને ભૂલી ભાન વિશ્વનું આત્મનું તથા
સ્નેહના ઘેન મીઠામાં પંખીએ ડૂલતાં અહા !

( ઉપજાતિ )

ક્રૌંચી તથા ક્રૌંચ તણી રતિની
ક્રીડા નિહાળે મુનિ વાલ્મીકિજી;
પવિત્ર વાણી મુખથી ઝરે છે-
" આયુષ્ય વાધો સુખી દંપતીનું. "

( વસન્તતિલકા )

કલ્યાણ વેણ વદતા મુનિજી શું જાણે !-
સૌભાગ્ય ક્રૌંચી તણું હા ! હમણાં હણાશે !
વ્યાપી અનન્ત દિકમાં ધરી કાળ-પાશ
હૈયાં હણે પ્રણયીનાં અતિક્રૂર કાળ;

( અનુષ્ટુપ )

પારધિ કો ઉભો દૂર ચઢાવી શર કામઠું
પંખીને ભાળતાં છોડયું તીરને નિજ હસ્તથી;

( મન્દાક્રાન્તા )

છુટયું તીણું સરર સરતું તીર તે પારધિનું
ક્રીડાઘેલા દયિતપતિના મર્મને ભેદી ચોંટયું;
ક્રૌંચી ભાળી રુધિર ગળતા નાથને ભૂમિશાયી,
ચીસો પાડી થરર ધ્રૂજતી આવી બેઠી બીચારી.

( અનુષ્ટુપ )

હાંફતો જોસથી ક્રૌંચ નિહાળે નિજ ક્રૌંચીને
પાઠવે અશિષો ઉંડી આંખના દિવ્ય ભાવથી;
તીરનો ઘા ઉંડો લાગ્યો ક્રૌંચના મર્મભાગમાં
રુંધાયો કણ્ઠ પંખીનો અશ્રુ ના વછૂટે અહા !

( ઉપજાતિ )

મથે તરુણી તીર કાઢવાને
ચંચુવતી હા ! પતિના વપુથી
પ્રત્યેક યત્ને શર ખેંચવાના
ઝીણું રુવે છે મૃદુ ચીસ નાંખી;
ક્રૌંચી નિહાળે કરુણાર્દ્ર ભાવે
આંસુ વતી ઘા પતિનો ધુવે છે;
" પ્રીતિ તણો પન્થ પવિત્ર ભાસે "
યોગી વિલોકી મનમાં વિમાસે;

( અનુષ્ટુપ )

વ્હાલીની સ્હોડમાં મૃત્યુ મધુરૂં લાગતું હશે !
વ્હાલીની સ્હોડમાં મૃત્યુ મોક્ષને અર્પતું હશે !
ક્રૌંચના પ્રાણ જંજાળો ત્યાગી ચાલી ગયા અહા !
વિલાપો દર્દી ક્રૌંચીના આકાશે ગળતા રહ્યા !

( ઉપજાતિ )

વૈષમ્ય ભાળી જગમાં વિચિત્ર
હૈયું અબોલું કકળી ઉઠે છે;
આંખો ઋષિની પલળી દયાથી
હિમાદ્રિનિસ્યન્દ* સમી ઝરે છે :

( વસન્તતિલકા )

ઉદ્વેગથી હૃદય શાન્તિવિહીન થાય
ત્યાગી છતાં ઋષિ તણું ઉર ઉભરાય;
ને ક્રૌંચના શરીરને લઇને ઉછંગે
પંપાળતા મૃદુ કરે ઉર સાથ હાથે.

( અનુષ્ટુપ )

પ્રેમનું તત્ત્વ પૂર્યું છે પ્રભુએ વિશ્વની મહીં
દિવ્ય એ તેજની માંહે પત્થરે પિગળે દ્રવી !

---

* ઝરો.

( વસન્તતિલકા )

શોકાર્દ્ર હાર્દ ઋષિનું નયને તરે છે
ને શોક શ્લોક મહીં હા! ઋષિનો સવે છેઃ–

" मानिषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥ "

૨૪–૧૧–૨૮

---

## કવિઓને

( શાર્દૂલવિક્રીડિત )

કાં ભાળો કવિઓ! તમો મધુરતા કાં પ્રેક્ષતા રમ્યતા!
કાં લાવણ્ય સમર્પતા? જગતમાં સૌન્દર્ય આરોપતા?
જે જ્યાં ત્યાં ન બતાવતા નવ જહાં જે ત્યાં સદા પેખતા
આકાશે જલ, વારિમાં રણ; રણે લીલોતરી વાવતા!

કલ્પો પદ્મ વિશે રતિ ભ્રમરની ને પદ્મની સૂર્યમાં
સાધો સ્નેહ શશાંકનો કુમુદમાં ને અબ્ધિનો ચન્દ્રમાં
સન્ધ્યામાં પરખો રતાશ તરતી મુગ્ધા મુખે ચુંબતાં
કાળા વાદળ વૃન્દમાં ફરકતી વેણી છુટી વાયુમાં.

રાત્રે ઝાકળ બિન્દુઓ ટપકતાં પૃથ્વીતલે ચારમાં
તેમાં અશ્રુ વિલોકતા વિરહમાં પ્રેમીજનો ઢાળતાં;
મોજામાં જલધિતણા ઉછળતી હૈયાતણી ભાવના
બાકી શું? મન ભાવતું પ્રકૃતિના તત્ત્વોવિશે શોધતા.

માતાના અતિઉચ્ચ, પ્રકૃતિ શિરે સંબોધનો ઢોળતા
કલ્પી 'મા' કંઈ લાડ ચિત્ર કરતા, દર્શાવતા ઘેલછા;
જો કે 'મા' નવ સાંભળે વચન એ ઘેલા કવિબાલના
આશ્ચર્યોની પરમ્પરા! તદપિ એ ના 'માત'ને ત્યાગતા!

માનો શું ઉરમાં ખરેખર તમો જેવું મને કલ્પતા–
તેવું ?–શું નવ દંભ અન્તરતલે છૂપી રીતે પોષતા;
ભોળી માનવજાતને અણગણ્યા યુગો થકી દોરતા–
અન્ધારે; કવિ ! મૂર્ખતા અટકશે આવી તમારી કદા ?
૨–૨–૩૨.

---

## પ્રભુ પ્રાર્થના

( ૫૬ )

પાષાણોમાં પ્રભુને હૈયું નિર્મલ મ્હારું જોતું
આજે ફાટે વલવલે ને પ્રભુ વિહોણું રોતું;
સાગર જલના ખળભળાટે હાજરી ત્હારી ભાળી,
પંખી વૃન્દના કિલકિલાટે સાંભળી વાણી ત્હારી.
તરુવરકેરી ઘનઘટામાં પલ્લવે પુષ્પે ભાળી
ઉજ્જડ રાને ને ભૂમિ વેરાને સુન્દર પ્રતિમા ઢાળી;
મર્મર સાદે તરુમાં નાચે પવનરૂપે જ્યારે
વીણા ત્યારે ઉરની વાગી ઝ્હેરી તે અત્યારે !
નિર્મલ ઝરણાં નીરે જ્યારે જોતો લહરી ઝીણી
અન્તરમાં જે ઉછળી ત્યારે ઊર્મિ, કહાં તે વિરમી !
દરેક પગલે ક્ષિતિજ પાસે પળતાં, આઘે ભાગે
વીંટી વળ્યો ત્યમ વિશ્વ ચોપાસે છતાં મ્હારાથી નાસે ?
ભલેને સઘળે નહિ દેખાઓ કરો આન્તરવાસો
અન્તર માંહી વાસ હશે તો સઘળે આપ દેખાશો.
૬–૧–૩૧

---

## શ્રવણ વધ

(અનુષ્ટુપ)

આંધળાં નિજ પિતૃની ઇચ્છાને વશ તો થઈ–
કાવડો લેરવી ખાંધે શ્રવણ પિતૃને લઈ–
કરાવા પૂજ્યને યાત્રા પૃથ્વીના પુણ્ય તીર્થની–
ભક્તિના ભાવથી પ્રેર્યો પ્રવાસે સુત સંચરી–

(વસન્તતિલકા)

સંસારના વિવિધ તીર્થ તણી કરાવી–
યાત્રા પિતા જનની ને શ્રવણ પ્રવાસી–
રાત્રિ વિષે વિજન કો વન માંહી આવે
વિશ્રાન્તિ કાજ નિજ કાવડને ઉતારે;

વાઘો વરૂ ભીષણ જંગલમાં ભમન્તાં
ત્રાડો ભયાનક કરી વનને ભરન્તાં
રાત્રિંચરો ગહન ભીતરમાં રહીને–
ભેદી રહ્યાં નિરવ શાન્તિ તણાં પડોને.

તારા ગણો ઝળકતા નભના ઉંડાણે
આંખો પ્રકાશ ભરતા તરુનાં નીચાણે
ભૂતાવલિસમ ભયંકર નાચતી'તી–
છાયા વિલોલ–અનિલે વનનાં તરુની;

(અનુષ્ટુપ)

પિતાને જનની સોહે બ્રહ્મને બ્રહ્મપત્ની શાં
વલ્કલે દેહને વીંટ્યા, વર્ચસે વપુ રાજતાં;
જટા ને કૂર્ચ* ના વાળો લાંબા ખાંધ પરે ઉડે
શ્વેત એ કેશ ના પુંજે તરંગો વાયુના રમે;

---
* દાઢી.

( વસન્તતિલકા )

ષટ્શાસ્ત્રના સતત ચિન્તન કેરી રેષા
ઉંડી તથા સ્ફુટ તરે ઋષિના કપાલે;
આંખો નથી તદપિ ગંભીરતાભર્યાં એ
વ્યક્તિત્વથી વનભૂમિ સહુ શાન્ત થાયે;

અત્યન્ત સૌમ્ય ઋષિની પ્રતિમા નિહાળી
સિંહો તથા મૃગ પરસ્પર જે વિરોધી–
ટોળે મળ્યાં વિસરી ને સહજ સ્વભાવ
કો અન્ધ એ ઋષિ મહીં અજબ પ્રભાવ!

( અનુષ્ટુપ )

પાથરી વટની નીચે પથારી પાંદડા તણી
શ્રદ્ધાથી વન્દી પિતૃને શ્રવણે વાણી ઓચરી:–

“ પિતાજી ! વૃક્ષની નીચે શૈય્યા આ મૃદુ પાથરી
સ્વીકારી પાનની શૈય્યા લહો નિદ્રા સુખે ભરી. ”

સુણતાં વચનો આવાં પુત્રના ભાવથી ભર્યાં
અન્તરે આવતાં ઓછું માતા રોઈ રહી જરા:

જનની અન્તરે શોચે “અન્ધ બન્ને હમો રહ્યાં–
તથાપિ નીતરા ભાવે પુત્ર સેવા કરે અહા !

વિશ્વ આખા મહીં કોઈ મ્હારા પુત્ર તણું નહિં
વધૂ એ ના મળે મ્હારે માતા હું છું અભાગિની.”

( વસન્તતિલકા )

નેનોવતી નવ નિહાળી શકે કંઇયે–
માતા, છતાં અટકળે કર ફેરવે છે
પાસે ઉભા તનયના વપુ–સ્પર્શ થાતાં–
વાત્સલ્યથી ઉભરતાં હૃદયે વદે છેઃ–

" બેટા! અતિ શ્રમિત તું થયલો અવાસે
જા તું સુઈ, જવું વળી ઉગતા પ્રભાતે;
હું ને પિતા તવ અહિં વનની ભૂમિએ
માળા જપી હૃદયમાં સ્મરશું પ્રભુને:

આ મન્દ મન્દ તરુના વિટપે વહીને
વાયુ વદે રજનિ અર્દ્ધ વિતી ગઈ છે;
નિદ્રા વિના શિથિલ ત્હારું શરીર થાશે
બેટા! મૃદુવદન આ કરમાઇ જાશે.

વૃક્ષો તણી ગહન ગહ્વરમાં છૂપાયાં
પંખીગણો મધુર ઉંઘ મહીં લપાયાં
તે જાગશે તરુતણા નિબિડે જ જ્યારે
ઊઠાડશે રવ કરી તુજને ય ત્યારે."

માતા સદૈવ સુતના સુખને ચહે છે
માતા સદૈવ સુતના દુ:ખમાં રડે છે;
આપત્તિ હોય અણુ; પર્વત તોય લેખે
પ્રેમાળ પ્રેમપૂરમાં પ્રભુને ઉવેખે.

હૈડું અહા! મધુર તે દુ:ખમાં રડે છે
જાતે રડી જગતના દુ:ખને ધુવે છે;
પોતે સહી અપરને સુખ અર્પવાનું
માતા અહો! વ્રત અલૌકિક છે તહારું.

પ્રેમાલ નિર્મલ ઉરે જનની ભલે તું
આશા અનેક નવલી હૃદયે કરે તું
ભોળી નિખાલસ ભર્યું ઉર ન પ્રપંચે
તેથી જુવે જગતમાં નહિં વંચના જે;

ભાખ્યું પરન્તુ વિધિએ અવળું નસીબે
જે તું લહી નવ શકે કદિ કાળ કલ્પે;
જેને કહે "જવું વળી ઉગતા પ્રભાતે,"
તે તો જશે ઉડી નભે-પ્રભુના નિવાસે.

રાખ્યું ભવિષ્ય વિધિએ મનુથી અજાણ્યું
રાખ્યું હશે જનનીથી ક્યમ એ છૂપાવ્યું ?
ક્યાંથી સહે મધુરમાત, વિધિ પ્રહારો?
માતા ખરે! નવ હશે ક્રૂર એ વિધિનો!

\+ \+ \+

એવે પિતા શ્રવણના સુતને કહે છે
" બેટા! તૃષા અતિ ગળે મુજને દમે છે
સેવાતણું ગહન જે વ્રત લીધું ભાઈ!
સંપૂર્ણ તે કર મ્હને જલબિન્દુ પાઈ.

કો' સન્નિધિ* સરતણી વિપિને દિસે છે
આ શીત વાયુ લહરી સૂચવી રહી એ;
આવી પછી, જલભરી, સરકેરું સ્વચ્છ
જા તું સુઈ દિવસ રાત્રિતણો શ્રમિત "

માતા પિતા વિમલ ભાવવતી વદે છે
અત્યન્ત દુષ્ટ વિધિના નખરાં ભૂલે છે;
ને પુત્રને મરણના મુખમાં ધકેલે
ભદ્રાશિષો તદપિ પ્રેમલ ઉચ્ચરે છે:-

( અનુષ્ટુપ )

" રક્ષજો વનના દેવો સર્વત્ર અમ બાલને
વિઘ્નો સર્વ કરી દૂર પાલજો અમ લાલને. "
લાવવા જલને પુત્ર, હસ્તમાં કુંભને ધરી
સંચરે જંગલે ઘોર, પિતૃને ચરણે લળી.

* નિકટતા

( વસન્તતિલકા )

ડાળો મહાન તરુની અતિ ભેરવાય
પન્થે જતા શ્રવણ–વલ્કલ કેરી માંહ્ય
જાણી ગયાં કરુણ અન્ત શું પૂર્વથી, ને–
યત્નો કરે તરુણને અટકાવવાને !

આકાશમાં ઝળકતો ઉડુનો સમૂહ
જોતો શિરે ઋષિતણા ભમતો જ કાળ
જાણ્યાં છતાં નિરખતાં થઈ સર્વ મુગ્ધ
મોઢાં સીવ્યાં નવ કહે કંઇ હાય! સ્તબ્ધ!

ઘૂ ઘૂ કરી ઘૂવડ ઘૂઘવતું તરુએ
ને કારમો સૂર પૂરે ગગને વને એ;
તત્ત્વો બધાં વનતણાં સૂચવે વિનાશ
તોયે અને ઋષિ નહિં મનમાં હતાશ.

પન્થે પ્રસન્ન વદને ઋષિબાળ જાય
શંકા નહિં ઉર મહીં જરીએ જણાય;
ક્યાંથી અહા ! હૃદયમાં ઉપજે કુશંકા!
સેવા તણા પુનિત ભાવ ઉરે વહન્તા.

રસ્તો વિચાર કરતો મુનિબાળ કાપે
' આજે સુયોગ મમ અન્તર ઠારવાને
કુંભે ભરી સર થકી જલ સ્વચ્છ આપું
માતાપિતાતરસને જલથીં છીપાવું '

જોયું વિશાલ સર શાન્ત, સરોજ પૂર્ણ
જાગે તરંગ લહરી અતિ મન્દ મન્દ;
એવે ઉગે તરુતણા શિખરે શશાંક
ધીરે ધીરે ચરણ વ્યોમ મહીં ભરન્ત.

ગમ્ભીર ને અતિ ભયાનક શાન્તિ વ્યાપે
જેવી અહા! મરણના વખતે વિરાજે;
હો' સારસી ઝુરતી'તી પ્રિયના વિયોગે
તેનો કરુણ સૂર માત્ર જ શાન્તિ ભાંગે.

( અનુષ્ટુપ )

વૃક્ષના ગાઢ ઝુંડો ત્યાં ઉગ્યાં'તાં નમતાં જલે
ભેદીને વૃક્ષની જાળો આવ્યો તે સરના તીરે;
થંડા ને સ્વચ્છ પાણીને વિલોકી હરખે ઉરે
'સન્તોષે જલને પીશે પિતાને જનની ખરે!

આપશે આશિષો ઉંડી દિવ્ય ઉન્નત ભાવથી
પ્રભાવે આશિષો કેરા શ્રેય સાધીશ હું અહિં,

વિચારો સેવતો આવા શુભ અન્તરના તલે
કિનારે દણ્ડને મૂકી ઉતર્યો સરના જલે.

( વસન્તતિલકા )

વાંકો વળી શ્રવણ વલ્કલને ઉતારી
પેઠો જલે તરત કૌપીન માત્ર ધારી;
ત્હેના પ્રવેશ થકી વારિ વિકંપતા'તાં
વર્તુલ વીચી સરતાં વિરમે કિનારે;

આગાહી શું સરતણાં જલને થઈ, કે–
'આ બાલ કાલમુખમાં ચરણો ધરે છે?'
છોડાવવા પણ અશક્ત સુખેથી ત્હેને
તેથીજ શું નિરવ કંપતું મૌન સેવે!

ભેદી શક્યો નવ પરન્તુ હજી ભવિષ્ય
જોઈ શક્યો નવ હજી નિકટે કૃતાન્ત*;
ઓ બાળ! થોભ, ક્ષણથોભ, વિચાર, બાળ!
ઓ કાળ! થોભ ક્ષણ, ક્રૂર! બચાવ બાળ!

* મૃત્યુ

( માલિની )

ખુડ ખુડ ખુડ કુંભે નાદ ઘેરો તરે છે
ગુડ ગુડ ગુડ શબ્દો વારિમાં ઉદ્ભવે છે;
સર સર સર વીચી આથડે છે કિનારે
રવ પ્રતિ રવ તીરે ઉદ્ભવે ને વિરામે.

( મન્દાક્રાન્તા )

શબ્દો એવે સનન કરતા થાય છે વૃક્ષમાંહે
કુંડો ભેદી શ્રવણ શ્રવણે નાદ તેનો પડે છે;
ભાળે ઉંચું શ્રવણ, જલથી કૌતુકે તે દિશામાં
કિન્તુ એવે તરત ઉછળી વારિ માંહે ઢળે છે.

"ઓ માતા હા!" શ્રવણ મુખથી માત્ર વેણો સરે છે
મૂર્છા પામી તનય ઋષિનો પાણી માંહી તરે છે;
રાતું પાણી હૃદય ઝરતી રક્તધારે બને છે
"ઓ માતા" એ કરુણ વચનો વૃક્ષવૃક્ષે ભમે છે.

બીજી બાજુ તરુણ નર કો' ઝાડીથી નીસરે છે
ખાંધે ભાથો, ધનુષ કરમાં, ચન્દ્રના ક્ષીણ તેજે;
"મેં માર્યું છે હરણ કુમળું" શબ્દવેધી શરેથી
એવું બોલી ત્વરિત ગતિથી આવતો ત્યાં દિસે છે.

કિન્તુ સુણી વચન ગળતાં વૃક્ષના કુંજ કુંજે—
'ઓ માતા' એ તરુણ ભયથી સ્તબ્ધ થાતાં ધ્રૂજે છે.
મેં શું વીંધ્યુ અરર! સરમાં ભૂલથી માનવી કો
એવે ભાળે રુધિર ગળતો દેહ કો બાલ કેરો.

( અનુષ્ટુપ )

હરણું કો હશે પીતું પાણી આ સરના તીરે
વિચારી અન્તરે એવું છોડયું'તું મુજ તીરને:
ભૂલથી મેં વીંધી નાંખ્યો નિર્દોષ બ્રહ્મબાલક
થઈ ક્ષત્રી કર્યો ઘાત કીર્તિએ લાગ્યું કાળપ !

( વસન્તતિલકા )

ચૈતન્ય કિન્તુ હજી બાલકમાં દિસે છે
યત્નો કરૂં જીવન સંભવ છે હજીએ.
એવું વિચારી મનમાં જલમાં પ્રવેશી
મૂકી ખભે શ્રવણનું વપુ બ્હાર લાવી–

( અનુષ્ટુપ )

શબવત્ દેહને મૂકે સુંવાળા તૃણની પરે
આણીને કુંભમાં નીર સીંચતો જલ આનને.

( વસન્તતિલકા )

અત્યન્ત તીક્ષ્ણ શર અન્તરમાં ખૂંચ્યું'તું
તે ખેંચતાં મૃદુલ મર્મ તુટી રહ્યું'તું
ખેંચે ધીરે શ્રવણથી નવ તે ખમાય
'ઓ મા' તીણી સહજ ચીસ પડાઈ જાય !

ને દુઃખ બાલક તણું ન નિહાળ્યું જાય
ક્ષત્રી છતાંય નરથી ય રડી પડાય;
આંસું ઉંનાં શ્રવણ ઘા ઉપરે પડે છે
ઉંડા પડ્યા હૃદયના વ્રણ ને ધુવે છે.

જે કુંભમાં શ્રવણ નીર ભરી જઈને
માતા તથા જનકની હણવા તૃષાને–
બેચાર એ ક્ષણ પરે કરતો વિચાર
તે કુંભથી વદન ત્હેનું જ હા ! સીંચાય !

( અનુષ્ટુપ )

નીરના સીંચને સંજ્ઞા* મેળવી બ્રહ્મબાલકે
ફીક્કાં લોચન ને ફાડી ચારે પાસ વળી જુવે;
ક્ષત્રીને જોઈને બોલે અધૂરા તુટતા સૂરે-
" કહે .... કોણ .... ભાઈ!-નેનો કાં અશ્રુથી ભરે. "

( વસન્તતિલકા )

વાણી સુણી શ્રવણની નર તો વધારે
રોતો દિસે, હૃદય ના સ્રવતું વિરામે;
અન્તે પરન્તુ અવસાન પળો સમીપે-
જોઈ વદે તરુણ ગદ્દગદ વેણ કણ્ઠેઃ-

( અનુષ્ટુપ )

" ભલાઇ ના ઘટે આ'વી ક્રૂર છું અપરાધી છું
દયા ના ઘટતી આ'વી દયાળુ ! ઘાતકી પરે.

( વસન્તતિલકા )

હું શું કહું ? હૃદય પાતકી આ રુંધાય
કે'તાં અહા! હૃદય ભીતરમાં ચીરાય;
નિર્દોષ કોઈ ઋષિના શિશુને વીંધ્યો મેં
ધારી કુરંગ સરના પુલિને ચરે છે.

( અનુષ્ટુપ )

અયોધ્યાપુરીનો રાજા હું છું દશરથ નામનો
ખેલવા મૃગયા ત્યાગી પુરી; હા ! કાળ આપનો! "
દીન એ વચનો રાજા વદી શાન્ત ત્યહીં બને
ક્ષીણ ને મન્દ સૂરોમાં શ્રવણ નૃપને કહેઃ-
" શોક ના કર તું ભાઈ! ક્ષમ્ય છે અપરાધ એ
લખેલા લેખ ભાવિના પ્રાણી શું ફેરવી શકે!
દેહીને દેહનો યોગ સરોજ સરના સમો
સદૈવ વસતાં સાથે નિર્લેપ તદપિ કહ્યો.

---

* જ્ઞાન.

વૃથા તું કરતો શોક દેહ છે ક્ષણભંગુર
નિમિત્ત માત્ર છે સર્વ કર્તા કોક અલૌકિક;

( શાર્દૂલવિક્રીડિત )

આત્મા આ ક્ષણમાં મળી વળી જશે ચૈતન્ય વા શૂન્યમાં
જ્યાંથી એ ઉપન્યો તહાં પળ મહીં પાછો વિરામી જશે;
આ સૃષ્ટિ સઘળી ખરે! ક્ષણજીવી આધીન છે મૃત્યુને
જન્મી જીવી જવું વળી પ્રભવવું જીવી પુનઃ ચાલવું.

ભૂલોથીજ ભર્યું અહા! જીવન છે ભૂલે ભર્યું માનવી
ભૂલેથી ભમતાં દિસે નભ વિષે આ તારલાને શશિ;
આ સૃષ્ટિ તણી શું કૃતિ ભૂલ નથી બ્રહ્મા તણી પૂર્વથી?
ને બ્રહ્મા તણી શું કૃતિ ભૂલ નથી કો આદિકર્તારની?

ઉંડા ઘા મહીંથી વહે રુધિર ના એ બંધ થાતું જરી
આ છેલ્લી ક્ષણ તો દિસે જીવનની ને પૃથ્વીના વાસની;
ચિત્તે કોતરી આ ઘડી વચન જે હું તે વદું રાખજે
ને વર્તી વચનાનુસાર મુજને શાન્તિ શુચિ અર્પજે;

'આ કુંભે જલને ભરી વનમહીં જા તું ત્વરાથી ત્યહીં
માતા ને મમ તાત અન્ધ, તરુની સેવે જહાં છાંયડી;
પીડાતાં તરસે હશે અતિ, ભલા! કણ્ઠો સુકાતા હશે!
પાણી પાઇ તૃષાર્તને ઉભયના તું અન્તરો ઠારને.

માતાને ઘટના જઇ મરણની કે'તો નહિં તું જરી
આ વૃતાન્ત સુણી જરૂર મરશે હા! આંધળી માવડી;
માતાને દૂભવીશ ના, પ્રથમ તું આશ્વાસજે તેણીને
છે હા! કોમળ માવડી મુજ ભલી કો દિવ્ય પ્રેમે ભરી!

મેં લીધું વ્રત પુણ્ય આત્મપિતુને યાત્રા કરાવા તણું
તે આજે અધૂરું મૂકું જીવનમાં જો ! મૃત્યુ આમન્ત્રતું !
ખાંધે લેરવી કાવડો જગતના બાકી રહ્યાં તીર્થની
યાત્રાએ લઇને જજે જનનીને ને તાતને પૃથ્વીની.

કાષ્ઠોની ખડકી ચિતા અનલમાં આજ્ઞા લઈ પિતૃની
શ્રદ્ધાથી મમ દેહને વિપિનમાં સંસ્કાર જાતે દઈ–
સેવા આદરજે પવિત્ર મનથી માતા અને તાતની
યાચું હું તુજ પાસ આટલું ભલા ! માનીશ શ્રાધ્ધાંજલિ.

આનન્દે શરણે પણું મરણના સન્તોષથી હું મરું
આવું મૃત્યુ વિભો ! ભવોભવ જગે જન્મી સદા હું ચહું;
ઓ માતા ! અહહા ! પિતા ! જગતથી હું જાઉં છું સ્વર્ગમાં
પારાવાર અનન્તના અપર એ તીરે મળીશું બધા.'

આત્મા પંખી ગયું ઉડી, પિગળતું આકાશ વિસ્તારમાં
છોડી મૃણ્મયપિંજરું વિપિનમાં એ બાળનું વિપ્રના;
ઈન્દુ વ્યોમમહીં રુવે કરુણતા અંત્રિક્ષમાં વ્યાપતી–
રાજા સ્તબ્ધ બની જુવે શ્રવણની નિર્દોષ મૂર્તિ ઠરી.

( વસન્તતિલકા )

હા ! કાળ ! કાળ ! નવ શું તવ વૃત્તિ પાપી
સંહારની જગતમાં હજી એ વિરામી;
વ્હાલાં અસંખ્ય ઉરને ઉરથી વિખેરી
મંડાણથી જગતના વિંખતો રડાવી.

માતાતણા હૃદયથી સુતને ખુંચાવ્યા
પ્રેમી તણા ઉર થકી પ્રણયી છીનાવ્યાં;
એવાં અસંખ્ય ઉરને કરી ઘા વિદાર્યાં
ત્હારા અસીમ ઉરના દરિયે શમાવ્યાં.

તોયે ક્ષુધા નવ મટી હજીએ તહારી!
ઓ ક્રૂર! ત્હારી ક્રૂરતા હજી ના શમાવી?
છોડી શકે યદિ ન નિષ્ઠુરતા તહારી
નિષ્ઠુર કાળ! સુણજે વિનતી મહારી–

" વ્હાલાં તણા પથ પરે કદિ આવતો ના
વ્હાલાં ઉરે તવ પ્રહાર ઉગામતો ના;
વ્હાલાં પરસ્પર કરે જ વિનોદ જ્યારે
વિક્ષેપ તું કરીશ ના યમરાજ! ત્યારે.

સંહાર એ પ્રકૃતિ જો યમરાજ! ત્હારી
વ્હાલાંતણી ધૃતિ અલૌકિક દૈવી ન્યારી;
જો મારશે સહન તે કરશે અબોલાં
'તું ક્ષમ્ય છે' કહી ક્ષમા કરશેજ, ભોળાં."

( શાર્દૂલવિક્રીડિત )

રાજા એક ખભે લઈ શ્રવણના વિંધાયલા દેહને
બીજે સ્વચ્છ જલેભર્યાં ઝરપતા તે મૃત્તિકા કુંભને
પસ્તાવો કરતો ઉંડો મન મહીં, આંસુ ભર્યાં લોચને
ચાલ્યો જ્યાં જનની અને જનક તે જોતાં હતાં વાટને;

\+ + + +

જ્યારે જંગલમાં કહે શ્રવણ તે અન્તિમ સન્દેશને
ત્યારે વૃક્ષતલે પિતાજનનીને સન્દેહ ઉરે ઉઠે;
આવ્યો પુત્ર હજી નહિં જલભરી કણ્ઠે પડે શોષ, ને–
કાં એ જંગલમાં વિલંબ કરતો? શું માર્ગ ભૂલ્યો હશે?

ક્રીડાસક્ત સ્વભાવ છે શ્રવણનો કાં આપણે ભૂલીયે ?
જોયાં જંગલમાં હશે હરણના બાલો પીતાં પાણી, ને-
તેઓને ડચકારતાં કુદરતી ભૂલ્યો હશે કામને
ધીરેથી જલને ભરી સરથકી એ આવશે આ ઘડી.

તોયે અન્તરમાં ઉગ્યો જનનીને સન્દેહ તે ના ઠરે
મૂકી જર્જર હસ્ત અન્તશ્તલે તર્કોવિતર્કો કરે;
ક્રીડાસક્ત ભલે સ્વભાવ સુતનો તોએ અતિ ઠાવકો-
કો શું વિઘ્ન નડ્યું ? જરુર. નહિ તો આવ્યો ન કાં બાપડો ?

+ + + +

એવે પર્ણખર્યાંતરુતલપરે ધીમો ધ્વનિ થાય છે
માતા નાદ સુણી અધીર બનતી કર્ણે મૂકે હાથને
આવ્યો છે મુજ બાલ અન્તર મહીં એવું, વદે, ધારીને
" કાં બેટા ! હજીએ વિલંબ કરતો ? વ્હેલો જરા ચાલને. "

રાજા રોઈ પડ્યો મધુર સુણતાં વાણી મૃદુ માતની
થંભી વૃક્ષતલે ગયો કુદરતી, સ્હેજે ન ચાલી ગતિ;
માતા ને વળી તાત તે રુદનના તારસ્વરો સાંભળી
શંકાશીલ થતાં પરસ્પર પૂછે આ સાદ કોનો અહિં ?

મ્હારા પુત્ર તણો ન સાદ દિસતો છે કોઈ બીજા તણો
ગંભીર ધ્વનિ આ ખરે ! શ્રવણનો તો કોમળો કણ્ઠ'તો;
બન્ને અન્ધ અપંગ તેથી નબળાં તેથી પૂછે વિહ્વળાં
" ભાઈ ! કોણ રુવે તું આ વન મહીં શું દુઃખ છે આવડાં ? "

આંસુના સતત પ્રવાહબલથી રાજા તણો કણ્ઠ હા !-
રુંધાયો કરતો પ્રયાસ તદપિ બોલી શક્યો ના જરા;
અન્તે અશ્રુનદી લુંછી નયનથી રાજા વદે ધ્રૂજતો
" માતા હું અપરાધી છું શ્રવણને તીરે વને મેં વિંધ્યો.

પાણી એ ભરતો હતો સરવિષે, હું દૂર વૃક્ષો મહીં
છૂપાયો તરુઓથમાં લઈ ધનુ ને તીરને હસ્તથી
કે આવ્યું મૃગલું હશે જલ પીવા, એવું ઉરે ધારીને
મેં છોડયું'તું અજાણતાં શર અહા! વિંધ્યો હૃદે બાળને. ”

( મન્દાક્રાન્તા )

ને પિતૃને શ્રવણ પડતાં શબ્દ આ વજ્ર જેવા
ધ્રૂજી ઉઠયાં-હૃદય તુટતાં-આંસુના ધોધ વ્હેતા
નેત્રો ફુટ્યાં-તદપિ ઝરતાં અશ્રુથી વસ્ત્ર ભીંજ્યાં
સંજ્ઞા ભૂલી-ધરણી ઢળતાં-પિતૃઓ હા! બિચારાં!

રાજા સીંચે જનનીવદને પાણી શીળું ઘટેથી
શીળો નાંખે પવન મળતી ચેતના સ્હેજ જેથી;
“હા! હા! બેટા! શ્રવણ!” વદતાં માડી પાછી રુંધાય
ને રુંધાતાં હૃદય ફરીથી આંસુઓ હા! સુકાયઃ

( ઉપજાતિ )

રડી શકી ના વિલપી શકી ના
બોલી શકી ના જનની બીચારી
યત્નો કરે નિષ્ફળતા મળે છે
પુનઃ બીચારી ધરણી ઢળે છે.

ક્યાંથી રડે અન્તરભાન ભૂલી
સાધી રહી અન્તિમ તે સમાધિ;
સહી શકે કાં' કેદલી કુમાર
હા! વજ્રનો નિર્દય શું પ્રહાર!

વિયોગ માતા! સહી ના શકે શું-
તું પુત્ર કેરો ક્ષણએકવાર?
થાતાં વિખૂટી જલથી જ મીન
ક્યાંથી જીવે! હા! ત્યજતીજ પ્રાણ;

( શાર્દૂલવિક્રીડિત )

માતા અન્તિમ યત્ન હા ! કરી રહી કૈં બોલવા ને પ્રતિ–
"હા ! બેટા !" મુખમાંથી માત્ર વચનો બોલી શકી માવડી;
પૃથ્વીના ઉરપે ઢળી શરણ તે ભૂમિતણું સેવતી
પાછી જાગી શકી કદિ નહિ અહા ! તે શાન્ત નિદ્રાથકી.

આશા અન્તરમાં હતી જનનીને તે અન્તરે હા! ઠરી
ઊર્મિઓ ઉરથી સ્રવી ઉર મહીં પાછી વહીને મળી;
મૃત્યુ–વારિધિના તરંગ ગણતી અદૃશ્ય માતા થઈ
પેલે પાર ગયા શું એ તનુજને જોવા અધીરી બની ?

શંકા અન્તર સેવતી નવ હશે ત્યારે જનેતા ખરે !–
કે આ કાલ કરાલ છે ઝઝુમતો ત્હારા શિશુના શિરે
જેના લાલનમાં નિમગ્ન બનતાં–તું ભાનને ભૂલતી
તેને નિષ્ઠુર કાલ આ હરી જશે ત્હારી મીઠી ગોદથી.

કે'વાં ચુમ્બન તેં લીધાં શિશુતણા ગાલે હશે માવડી !
કે'વી આંતરડી ઠરી તનયની ભાળી કુંળી આંખડી ?
કાલી વાણી સુણી મધુર સુતની કે'વાં ઉરો ઉછળ્યાં ?
કે'વા મિષ્ટ ઝર્યા હશે પયતણા માડી ! ફુવારા અહા !

માતા હા ! ઉર શુદ્ધ છે વિમલ છે ત્હારી શુચિભાવના
નિસ્વાર્થી તવ પ્રેમ નિર્ઝરસમો મીઠાશનો પાર ના;
ગંગા પાવની છે ખરે ઝરપતી ધોળાં હિમશૃંગથી
ત્હારા પ્રેમતણી પવિત્રજનની ! ગંગા જગત્પાવની.

\+ \+ \+ \+

એવે ચેતન મેળવે જનક ત્યાં ધીરે ધીરે દેહમાં
મૂર્છા પૂર્ણ વળી જતાં, જનનીના દેહે કર સ્પર્શતાં
થંડું હિમ સમું શરીર અડતાં થાયે પ્રતીતિ ઉરે
કે પત્ની પ્રિય પુત્રને અનુસરી; ખારી હવે જીંદગી;

જો કે પૌરુષ હાર્દ છે ઋષિતણું તોયે હવે પિગળે
જો કે જ્ઞાની હતા છતાં મુનિ હવે શાન્તિ પ્રયત્ને ધરે;
જે જે આદ્ય મનુષ્યના હૃદયમાં છે ભાવનાઓ ભરી
સર્વે ને વશ થાય છે કુદરતી ત્યાગી વિરાગી મુનિ.

મ્હારી હા! મમતા હતી તમપરે ત્યાગી તમો તો ગયાં
પત્ની પુત્ર! વિતાડવાં જીવનનાં ક્યાં વર્ષ કો' એકલા!
આત્મા જો ઉરથી પળે શરીરની શું કો રહે કામના!
ચૈતન્યે મળું હુંય આ ક્ષણ મહીં જાઉં ગયાં જ્યાં ત્યહાં:

કિન્તુ સાંભળજે અયે નૃપતિ! તું તેં છે હણ્યો પુત્રને
ધારું જો કરું ભસ્મ હું તુજ ઉભા આ સ્હેજમાં દેહને;
આપી કિન્તુ ક્ષમા ત્હને મમ સુતે, ના યોગ્ય એ છે મ્હને
તો યે અન્તર શોક જે તપવતો ઓલાવતો તે હવે:-

" આજ્ઞાધારી થશે ત્હને શ્રવણના જેવો શુચિ પુત્ર, ને-
મ્હારા પુત્ર સમી દિગન્ત ભરમાં કીર્તિ પ્રસારી, અને-
આજ્ઞા ત્હારી સુણી જશે વિપિનમાં તું શોચશે ત્યાહરે
શોકે પુત્રતણા વિયોગ-અનલે તું પ્રાણને હોમશે. "

વાણી એ ઉચરી ઋષિ તપબળે બેઠા સમાધિ મહીં
પ્રાણાયામવતી નિરોધ કરતા રન્ધ્રપ્રદેશે ગતિ;
આભા કો પ્રસરી રહી વન વને આકાશમાં વ્યાપતી
ને બીજી ક્ષણમાં અનન્ત નભમાં દ્યુતિ મળી તે ગઈ.

\+ + + +

શાન્તિ–ભીતિ–ગભીરતા–કરુણતા વ્યાપી રહી જંગલે
કોઈ ના ઉચ્ચરી શકે વન મહીં વાણી હીણાં સૌ બને;
સુતેલી ચિર શાન્તિમાં ત્રિપુટીની શાન્તિ રખે ભાંગશે
એવો શું કરતાં વિચાર મનમાં ધાર્યું હશે મૌનને!

રાજા જંગલમાં જઈ વન થકી લાવ્યો વીણી કાષ્ટ, ને–
હારે એક રચી ચિતા શબ મૂકયાં ત્રણેતણાં ભાવથી;
અર્પી અંજલિ હસ્તમાં જલભરી ત્રણે પવિત્રાત્મને
કાષ્ટોમાં પ્રકટાવીને અનલ ત્યાં શોકાર્દ્ર ઉભો બને.

\+ + + +

અગ્નિના તણખા ઉડે ગગનમાં જ્વાલા ચુસે દેહને
વાયુ વેગ વતી વહી અનલની જ્વાલા પ્રસારે વને;
ભસ્મીભૂત થયા–ગળ્યા–પળમહીં ત્રણે તણા દેહ એ
ને ઉડે વિભૂતિ વળી તરુતણા પર્ણો અને પાંદડે.

\+ + + +

થોડી વાર પરે જહાં જનક ને માતા અને પુત્ર તે
બેઠાં'તા વિધિ વિસરી અવનવી સેવન્ત આશા ઉરે;
કે'તાં'તા કરવા પ્રયાણ વનમાં ઉગ્યા ઉષઃકાલમાં
પ્રાતઃકાલ થતાં પરન્તુ વનથી પ્હોચ્યાં વિભુધામમાં

\+ + + +

તારો કોક ખરે અનન્ત નભમાં ઇન્દુ છૂપે વાદળે
ને સુતાં ગિરિશૃંગના તલપરે છાયા ઉદાસી પડે;
વાયુ મન્દ વહે વિલાપ કરતો વૃક્ષો અને કુંજમાં
ટીપાં અશ્રુતણાં સરે ચળકતાં પર્ણો અને ઝુંડમાં.

૧૮–૫–૨૯

---

# અનાર

( એક ખણ્ડ કાવ્ય )

સાહિત્યના ઉપવને મુજ પ્રેરનાર!
ત્હારુંજ સર્વ. પણ હું કૃપણ પ્રમાણ;
આયુ, છતાં, 'રમણ'* દીર્ઘ ગણું; ઉદાર!
તત્કાલ તો ગ્રહણ આ કરજે 'અનાર'.

---

* શ્રી. રમણલાલ નરહરિલાલ વકીલ.

# અનાર

## ખણ્ડ ૧ લો

( ભુજંગી-છન્દ )

અયિ સુસ્તની ! મસ્તકે મૂકી હસ્ત
કટિ પાતળી ડોલતી કૈંક મસ્ત;
અહા ! કુંભમાં ચિત્ત ચૈતન્ય હારી
કુરંગાક્ષી સૃષ્ટિ બધી કેરું ચાલી.

( સાખી )

વિદ્યુત્ ચમકી વ્યોમમાં પુનઃ સમાણી ત્યાંય,
યુવાન ઉરથી નિસરે વદતાં આવું 'હાય'.

× × × × ×

( મન્દાક્રાન્તા )

પ્રાતઃકાલે તરુવરશિરે સૂર્યઅંશુ સરે છે
શુભ્રાકાશે વિવિધ વરણા રંગ ચારુ પૂરે છે;
કાલિન્દીના વિમલજલમાં મન્દ વીચી સ્ફુરે છે
ધીમી ધીમી અનિલ લહરી નીર સંગે રમે છે.

જાગ્યાં પંખી કલરવ કરી ગાન ગાતાં ઉડે છે
વૃક્ષો પર્ણો સરિત નીર એ સૂર સ્નેહે ઝીલે છે;
આઘે ઊભા સ્તવન કરતા ઉન્મુખે શાન્ત કણ્ઠે-
અદ્રિશૃંગો, કિરણ-ઝરણે આર્દ્ર થાતાં, પ્રભુનું;

( માલિની )

પુનિત સમય તેવે નિર્ઝરિણી કિનારે
લલિત વનલતાઓ ખીલી ગન્ધપ્રસારે;
તરુવરતણી શીળી છાંયમાં તૃણછાયી
ગરીબ જન તણી કો પર્ણબન્ધી છૂપાઇ.

(અનુષ્ટુપ)

સ્વચ્છ તે પર્ણખંધીના આંગણે વૃક્ષની નીચે
માતા કો' વૃદ્ધ તાપે છે ખંખેરે વળી અગ્નિને;
ઊભી'તી દૂર માતાથી વેલીના પુષ્પ લૂંટતી
યૌવને હીંચતી બાલા પ્રસન્ન વદને હસી;
સહસા માતની પાસે બાળા બોલતી આવીને
" પાણી મા! લાવવાં મ્હારે, જાઉં છું હું નદી તટે."

(વસન્તતિલકા)

એવું કહી કુટિરથી લઈ વારિપાત્ર–
મૂકી શિરે, નદી તટે રમણી સુગાત્ર;
કો' પંખિણી જ્યમ છુટે પૂરી પિંજરેથી
તેવી રીતે વિહરતી રમતી પળે છે;

માર્ગે ઉગ્યાં તરુથડે વળગી લતાના
પુષ્પો પ્રફુલ્લ વિણતી ભરતી ઘડામાં;
વૃક્ષો તણા તરુણ પલ્લવને ચુંટન્તી
દન્તો વતી કરડતી–ચરણે છુંદન્તી.

એવે 'ટુહૂ' મધુર કુંજ મહીં સુણે, ને–
સ્હાસો 'ટુહૂરવ' કરી તરુમાં જુવે છે;
લૈ કાંકરી નિરખતાં ત્યહીં કોકિલાને
ફેંકે ધીરે ઝુલતી કોકિલને ઉશકે:

એવે પડે દગ પરે સરિતા સલિલ
કૈં મન્દ મન્દ હસતું ચુમતું પુલિન*;
બાલાર્કની કિરણજાલ વણે તરંગ
કાંઠે સુતી વિપુલ કૃષ્ણ શિલા અસંખ્ય.

* કિનારો.

( અનુષ્ટુપ )

વટાવી માર્ગને બાલા આવી તે યમુના તીરે
શિલા એક પરે મૂકી કુંભને જલમાં જુવે;

( માલિની )

અસિત* લસિત† કેશ સ્નિગ્ધ નાચે નદીએ
વિપુલ તરલ નેનો મીન જેવાં સરે છે;
સ્નાન મનહર નીરે મિષ્ટ ગોષ્ટી કરે છે
તરતી છવિ વિલોકી હાસ્ય ઓષ્ટે સ્ફુરે છે;

( વસન્તતિલકા )

લાવણ્યસ્રોત ઝરતો પ્રતિઅંગમાંથી
બાલા જુવે ચકિત લોચનને વિકાસી;
સંકોચ કૈંક ઉભરે મનમાં અપૂર્વ
લાલી ઉષા સમયશી વિલસે કપોલ.

આશ્ચર્યમાં પિગળતાં પળવાર ઘેલી
તાકી રહી પ્રતિકૃતિ ભણી ભાન ભૂલી;
જોઈ શું જીવન મહીં નિજ જાત તેણે-
પ્હેલી જ વાર વિભુના શુચિ દર્પણે તે?

મોહી પડી નિરખતાં કૃશ આત્મ છાયા
નેનો ઢળ્યાં રસભર્યાં શરમે છવાયાં;
ભાળી શકી પણ નહિં વધુવાર બાળા
પાણી હલાવી ધ્રૂજતી કરી મૂકી છાયા.

કિન્તુ નહીં ખબર તે રમણીલતાને
ચાળા વિચિત્ર કરતી શિશુના સમા જે
લાવણ્ય દૈવીતણું પાન કરી રહેલાં
કો' સ્હેજ દૂર તરુમાં નયનો પિપાસુ;

× × × ×

* કાળા. † ચળકતા.

( સાખી )

યમુનાના જલને ભરી માથે મૂકવા જાય
કાયા કિન્તુ કોમળી કુંભ શિરે ન મૂકાય.

યત્નો ખૂબ કરે છતાં નિષ્ફલ સર્વે થાય
ભાલે બિન્દુ બાઝતાં વસન ઉડી સરી જાય.

ચારે બાજુ સુન્દરી ભાળે કોકની સ્હાય
એવે તરુવરઓથથી યુવાન આવે બ્હાર.

તરુણ જોતાં સુન્દરી લાજે કૈંક ભરાય
ચકિત તે લલનાતણા લોચન તો નમી જાય.

ભાવો સર્વ વહી ગયા ક્ષણમાં બાલ સમાન
રમણી ઉપર મેળવે વિજય પ્રકૃતિ અજાણ.

( વસન્તતિલકા )

માધુર્ય તે નયનનું મુખનું યુવાન–
ભાળી ઘડીભર બને મનમાં અભાન;
નેનો ખસે નયનથી નવ યત્ન કીધે
વિદ્યુત્પ્રવાહ વહતો ઉરમાં દિસે છે.

ભાળી યુવાન રમણી મુખને નમાવે
પ્હેલી જ વાર જીવને કંઇ ભાન આવે;
ભાવો અગમ્ય વહતા પ્રબલ પ્રવાહે
પ્હેલી જ વાર હૃદયે કંઇ આવું થાયે.

( અનુષ્ટુપ )

દૃષ્ટોદૃષ્ટ મળી તેમાં ચૈતન્ય સ્ફુરતું દિસે
ચોરાયાં ચિત્ત બન્નેનાં લાલિમા તરતી મુખે.
ઉલટ્યાં સ્નેહના નીરે તૃણ શી પાળ લાજની
તુટતાં પાળ એ કાચી યુવાને વાણી ઓચરીઃ–

( સાખી )

" ગોકુલભૂલીભામિની ! ધર્યું ઉરે શું નામ ?–
જલ જમનાલઈ ક્યાં જવું ?–ક્યાં છે ત્હારું ધામ? "

લજવાતાં મન બોલતી "અનાર મ્હારું નામ
આઘે એ તરુકુંજમાં કુટિર મ્હારું ધામ."

એવું બોલી અનાર, તે યુવાનની લઈ સ્હાય
માથે મૂકી કુંભને ત્યાંથી ચાલી જાય.

પળતાં કિન્તુ માર્ગમાં ક્વચિત્ ફરીને જોય
આભો થૈ યમુના તટે તરુણ હૈયું ખોય:–

( ભુજંગ )

" અહા ! સુસ્તની મસ્તકે મૂકી હસ્ત
કટિ પાતળી ડોલતી કૈંક મસ્ત
ભર્યો કુંભમાં ચિત્ત ચૈતન્ય હારી
કુરંગાક્ષી સૃષ્ટિ બધી કેરૂં ચાલી."

( સાખી )

આવું કૈંક લવી મુખે યુવાન ત્યાંથી જાય
સાયંકાળ થતાં પુનઃ કિન્તુ કુટિર ધાય.

સ્વાગત ભાવભર્યું કરે નૈનોના પલકાર
' આવો ' મુખથી નિસરે અરે શું રસની ધાર !

મેના શી મધુરી વદે વાણી લલિત અનાર
પૂછે પરિચય ત્યાહરે આપે ' રાજકુમાર '

" દિલ્હીના નૃપતિતણો 'સલીમ' હું 'યુવરાજ',
ચોરાયું મન માહરું શોધું ત્હારે દ્વાર ".

અનાર સમજી ભાવને કપોલ બનતાં લાલ
કિન્તુ મનમાં ભાવતું હૃદય અતીવ રસાળ.

કીકીઓ નાચી રહી હૃદય ઉડું ઉડું થાય
બનતું આવ્યું બની ગયું–હસે 'સલીમ અનાર'.
\+ + + +
દિનો કંઈક વહી ગયા બન્ધાયા ને પ્રીત
પ્રેમી દિલડાં શું લહે અહા ! વિધિની રીત.
* * * *

---

## ખણ્ડ ૨ જો

( અનુષ્ટુપ )

નિસર્યો એકદા સ્હાંજે શાણો અકબર રાજવી
ભાળવા રાજ્યની ચર્ચા ગુપ્ત વેશ વળી લઈ;

( વસન્તતિલકા )

જોતો તરંગ ગગને સમીસ્હાંજના તે
સંકલ્પ તર્ક કરતો મનમાં ઘણાકે;
આવ્યો અનાર કુટિરે વીંટી વલ્લરીએ*
ઈચ્છા થતાં જલપીવા તણી રાજવીને.

જોતાં પરન્તુ કુટિરે નૃપ સ્તબ્ધ થાય
શંકા અનેક ઉઠતાં મનમાં દુભાય
" ક્યાંથી સલીમ અહિં આવળી કો'ની સાથે
બાલા વિશાલનયના વળી કોણ આછે ? "

( અનુષ્ટુપ )

પંખીડાં પ્રેમી તે વારે વાતો કૈં કરતાં હતાં
સ્નેહના વેણ રાજાના શ્રોત્રમાં પડતાં હતાં:–

---

* વેલીએ.

( વસન્તતિલકા )

" આશાભરી જીવન વ્હાલી ! ચકોર ધારે
આખીય રાત્રિ વનમાં ઝુરતાં વિતાડે;
આશા દિસે પ્રકૃતિમાં જીવને જડી એ
આશા મધુર તદપિ દમતી અધાંને. "

( અનુષ્ટુપ )

ચેષ્ટા તે પ્રેમવાણીની રાજા સર્વ કળી ગયો
તોયે ના બોલતો ત્યાંથી પન્થે રાજવી સંચર્યો.
ક્ષુદ્ર કો' કન્યકા સંગે એકાન્તે પુત્ર જોઈને
સેવતો કલ્પના કોટિ પ્હોંચતાં હાનિ ગૌરવેઃ

( વસન્તતિલકા )

" લાવણ્યથી ઉભરતાં, શું તથાપિ ઝ્હાશે
ઈન્દુ, ગુલાબ ફુલને ઝરતાં સુવાસે ?
કાં રાજપુત્ર ! વળી કાં અતિક્ષુદ્ર બાલા!
કાં સૂર્ય ! કાં રજનિમાં ચળકંત તારા !

ના, ના, સલીમ નવ તું તવ હાર્દ માંગે
અર્પી શકે અનધિકારી અયોગ્ય પાત્રે;
તું રાજપુત્ર તવ પ્રેમ કદી ન શોભે
ઊતારવો રઝળતી ચુવતી પરે કો'. "

× × × ×

આવ્યો વિચાર નવ શું નૃપતિ મને, જે-
આવ્યો હશે તદપિ ના રુચતો ઉરે તે,-
'કે પ્રેમમાં નવ રહે-રહી ના શકે કો-
ઉંચા નીચા ગરીબ વા ધનવાન ભેદ ?'

છે સ્નેહ દિવ્ય ઝરણું ઝરતું સ્વયંભૂ
સ્વાતંત્ર્યથી હૃદયશૃંગ થકી વહન્તુ;
રોકી શકે નવ કહો ગતિ સ્રોતની એ
જ્યાં ત્યાં મનસ્વી ઝરણું વહતું ફરે છે.

કીધો કદાપિ કંઇ પ્રેમ કરી શકાય ?–
યત્નો બધાય મળશે ધૂળમાં સદાય;
છે હાર્દનો વિષય એ, નહિ બુદ્ધિ કેરો
ના વિત્તનો વળી નહિ શ્રુતિ જ્ઞાનનોયે.

× × × ×

---

## ખણ્ડ ૩ જો

( અનુષ્ટુપ )

નીતિજ્ઞ વૃદ્ધ ને શાણો હતો અકબર રાજવી
પ્રેષવા પુત્રને દૂર દિલ્હીથી કરતો મતિ;

વ્હેતાં કાળ ભૂલી જાશે સલીમ સ્નેહપાઠને
ન દેખી ચન્દ્ર ને વ્યોમે સમુદ્રે ઓટ આવશે.

સમીપે પુત્ર બોલાવી રાજવી ખિન્ન થૈ વદે
" શત્રુના ઘોર ઘેરાયાં વાદળો દિશ દક્ષિણે; "

( વસન્તતિલકા )

શત્રુ વિનાશ કરતા ફળરૂપ ક્ષેત્રો
રીબાવતા ગરીબ શાન્ત પ્રજાજનોને;
સેના લઈ સમરમાં બનતી ત્વરાએ
ત્હારે સલીમ ! પડશે જવું તે દિશાએ. "

એવાં સુણી વચન અન્તરમાં વિચારે
' વ્હાલી અનાર અળગી ક્યમ હા! કરાયે?
તોયે વિપત્તિ નિરખી દમતી પ્રજાને
કર્તવ્ય ખ્યાલ કરતાં ક્યમ ના પડાયે?'

( અનુષ્ટુપ )

'સમરે હું પળું કાલે પ્રાતઃકાલ થતાં પિતા!'
કહી એવું જતો ત્યાંથી;-વિચારો કુટિરે હતા;

( માલિની )

ધડક ધડક હૈયું ઉછળે ખૂબ ત્હેનું
સલીમ ઉર બને છે કૈંક ઢીલું અધીરું;
ચરણ પથ પરે ના ઊપડે મન્દ થાય
નિકટ કુટિર આવે તેમ ધીરું ચલાય.

' કહીશ ક્યમ કરી હું વાત ત્હેને લગાર
હૃદય તરત ત્હેનું વીંધશે થૈ કટાર
કમલવદન ત્હેનું અશ્રુ ભીંજ્યું દુભાશે
સ્ફુરિત વિમલ ત્હેનું હાસ્ય શોકે સુકાશે.'

( અનુષ્ટુપ )

ઉદાસી હૃદયે આવે સલીમ કુટિરાંગણે;
પ્રવેશે કુટિરે તેવે નિશ્વાસ અધરે સરે.

( વસન્તતિલકા )

" આજે ન હાસ્ય તરતું વદને સલીમ!
ચિન્તા ઉંડી હૃદયમાં બળતી સલીમ!
આ નેન વિહ્વળ સમાં ડરતાં ફરન્તા
વ્હાલા! વદે ક્યમ નહિં ઉભરે કુશંકા?"

" વ્હાલી અનાર! સમરે અરિ મારવાને
કાલે ઉષઃસમયમાં જવું છે મ્હારે;
દીર્ઘ પ્રવાસ અહીંથી કરતાં જ પૂર્વે
આવ્યો વિદાય મુખથી તુજ યાચવાને. "

ચોંકી સુણી સલીમના ગમગીન વેણો
વિશ્વાસ લાવી શકી ના પ્રથમે લગાર
નેનો મહીં તદપિ નિશ્ચય એક ભાળી
ગાત્રો ગળે ચપલતા મનમાં સમાણી:

" વ્હાલા! ન વાત કરશો અળગા થવાની
કેમે કરી સહી શકું નવ હું વિયોગ;
ખીલ્યું સરોજ વિકસે ક્યમ વિપ્રયોગે–
બાલાર્કના?–હિમ પડે વણસી જશે તે.

( ઇન્દ્રવજ્ર )

છાયા શું કાયા થકી ભિન્ન થાય?
જ્યોત્સ્ના શું ઇન્દુથી પૃથક્ કરાય?
સૌગન્ધ પુષ્પો થકી દૂર થાય?
શું મીનથી નીર વિના જીવાય? "

( અનુષ્ટુપ )

પૂર્ણ આવેગથી પૂર્યાં સાંભળી વચનો તદા
દિલાસો આપવા યત્નો આદરે સઘળા વૃથા.

( વસન્તતિલકા )

" ગાંડી અનાર! રિપુના દલને વિદારી
આવીશ હું સમરથી અતિશે ત્વરાથી;
રે! કાં રુવે ભીરુ મ્હને રડી કાં બનાવે?
આ અશ્રુબિન્દુ નયને, સુજને વલોવે;

નિશ્વાસથી અરુણ આ અધરો બને છે-
ધોળા તુષાર કણશા;-નયનો અરુણાં;
વ્હાલી અનાર! વદ માત્ર તું એકવાર
હા! રો નહિં. નયન લોહી વિદાય આપ. "

( મન્દાક્રાન્તા )

અન્તે જાણી દુઃખદ પળને મન્દ સૂરે અનાર
બોલે તોયે હૃદય તુટતું ધૈર્ય રે' ના લગાર
" વ્હાલા જાણે હૃદય કથતું અન્તનો આ મિલાપ
જાને વ્હાલા! સ્મરણ કરજે કો દિને તું અનાર "

( વસન્તતિલકા )

આવી ઉભાં ઉભય એક બીજાની પાસ
બોલાય ના તદપિ ચક્ષુ કરન્ત વાત;
ભેટ્યાં અને પ્રથમ ચુમ્બન દાન દીધું
આંસુ વતી સલીમ અન્તરવસ્ત્ર ભીંજ્યું;

આવું જ કૈંક બનતું જગમાં દિસે છે
સ્નેહી મળે તદપિ જુદું થવું પડે છે;
સંયોગમાં પ્રણય ગુપ્તપણે વસે છે
વિયોગમાં પ્રબલ સ્રોત મહીં વહે છે;

છે અશ્રુ એ પ્રણયનું ગહરૂં રહસ્ય
પ્રેમીજ માત્ર સહમજે અકલ સ્વરૂપ;
અશ્રુ મહીં પ્રણયની પ્રભુતા વસે છે
એ અશ્રુથી પ્રણયનો મહિમા વધે છે.

ચાલ્યો સલીમ તરુઝુંડ મહીં ડુબે છે
પાછો ફરી ફરી જુવે ઉરમાં રહે છે;
પાષાણ મૂર્તિ સમ સ્થિર ઉભી ટટાર-
જોતી અહા! ગળી જતા પ્રિયને અનાર.

"અન્તે ગયો!" અધર એવું રહ્યા લવીને
નિશ્વાસ એક નિસરે હૃદય દ્રવીને;
માથું ફરે ...તિમિર અન્તર ઉતરે છે
સંજ્ઞા ભૂલી અવનિએ તરુણી ઢળે છે.

* * * *

---

ખણ્ડ ૪ થો

( શાર્દૂલવિક્રીડિત )

" કારાવાસ તણી દિવાલ ઉરને બાંધી કદી ના શકે
ઓછો છે અવકાશ અમ્બર તણો હા! બાંધવા આત્મને;
રાજા! તું મુજને કહે સલીમના વિચારને ત્યાગવા
જ્યોત્સ્ના શું શશિને કદી પરહરી વ્યાપી રહે આભમાં?

( વસન્તતિલકા )

રાજા દિસે જગતમાં અપરાધ સ્નેહ–
તો તું ભલે સજીવ આ દફનાવ દેહ;
વ્હાલાતણા વિરહમાં નથી વાંચ્છના એ–
પ્રીતિ તણી જીવનમાં મુજને જરીકે.

ત્હેના અસહ્ય વિરહે જીવને અધૂરું
તેના મધુર સ્મરણે મરણે મધુરું;
ઇન્દુ પ્રભા વગર જીવન ચાતકીનું
ના શક્ય છે રટણ તોય મધુર ત્હેનું.

આ વિશ્વ વારિધિ જલે ક્ષણમાં સ્ફુરે છે
હા! દેહ બુદ્‌બુદ સમો ક્ષણમાં ફુટે છે;
જો મૃત્યુ એ જીવનનો જરૂરીજ અન્ત
આસક્તિ કાં ધરવી જીવનમાં અનન્ત?

સૌદામિની કરી શકે તરુવેલી છિન્ન
ભેદી શકે તદપિ શું કદી વાયુ વ્યોમ?
પ્રેમીતણા શરીર મૃત્યુ જરુર ભેદે
આત્માતણા મિલન તે શું તથાપિ છેદે?

મૃત્યુ પછી જીવનની શરુઆત થાય
જે જીવને મરણુ ના કદી સંભળાય;
એ અમૃતત્વ મળતાં અમ સ્નેહગ્રન્થિ
થાશે વધુ દૃઢ તુટે નહિ આત્મ-સન્ધિઃ

જોઉં શરીર નૃપતિ! સ્થુલ તે અધુના
ભાળીશ હું હૃદય સૂક્ષ્મ અહો! પછીના;
વ્યાપીશ હું હૃદયમાં અણુએ અણુએ
ચાહીશ હું સલિમને દ્વિગુણિત સ્નેહે. "

( અનુષ્ટુપ )

બોલતાં વચનો આવાં કણ્ઠમાં રસના ગળે
છટા કો' દિવ્ય, બાલાના લોચને, તેજની તરે;
અપૂર્વ તેજના સ્રોતે આંખો તો નૃપતિ પડે
પ્રગલ્ભ ધૈર્યને ભાળી આશ્ચર્યે રાજવી ગળે;

( મન્દાક્રાન્તા )

દંડ્યા જેણે અયુતબલને શત્રુના યુદ્ધક્ષેત્રે
જેની ખૂટે ધૃતિ નવ કદી કારમા કો'પ્રસંગે;
કારુણ્યે ના હૃદય પિગળે દીન કો દૃશ્ય જોતાં
તેનું કમ્પ્યું હૃદય, યુવતી-પદ્મને દણ્ડ દેતાં.

(વસન્તતિલકા)

જોયા અને અનુભવ્યા નિજ યૌવને જે-
પ્રેમ પ્રસંગ નૃપતિ સ્મરણે તરે છે;
કિન્તુ વિચાર સ્ફુરતાં નિજ ઉચ્ચતાનો
રાજા ડગી નવ શક્યો દૃઢ નિશ્ચયેથી.

(અનુષ્ટુપ)

સત્તા પૂર્ણ સૂરે રાજા ત્યાંથી આવું ગયો વદી
“ મૃત્યુને ભેટશે સ્હાંજે ત્હારા તું અવિવેકથી. ”
વિચારે ઝુલતી ત્હેનો સર્વ કાલ વહી ગયો
ઢળ્યો વ્યોમે રવિ રક્ત-સાયંકાલ થઈ ગયો !

(મન્દાક્રાન્તા)

બારીમાંથી સુરજકિરણો અસ્ત થાતાં પ્રવેશે
અંશુ અર્પે રમણી ચરણે સ્નિગ્ધ તેજાંજલિને;
બાલા ઊભી નમન કરતી સૂર્યને તાપસી શી,
એવે ખુલે, યુવતિ ચમકે, બ્હારથી દ્વાર જાળી.

(અનુષ્ટુપ)

નિહાળી રાજ્ય ભૃત્યોને બાલા સજ્જ થઈ ગઈ
વિના સંકોચથી ચાલી ભેટવા મૃત્યુ-વીરશી!
દુર્ગની બ્હાર મારાઓ જંગલે રમણી ગ્રહી-
ચાલ્યાને ઘોર અન્ધારું વ્યોમ માંહે રહ્યું સરી.

(શાર્દૂલવિક્રીડિત)

કાળાં કૃત્ય વિલોકતાં મનુજના ધ્રૂજી ઉઠે પ્રકૃતિ
તેથી તત્ત્વ પરસ્પરા ઉપર શું કાળાશ આ પાથરી ?
આકાશે ઉડુના ગણો સ્ફટિકના બિન્દુ સમા ઓપતા
ઝાંખા અસ્ફુટ તેજમાં અનિલની લ્હેરે તરુ ધ્રૂજતાં.

( મન્દાક્રાન્તા )

બાલા જાણે સુહૃદ મળવા નિર્જનારણ્યમાં શું
જાણે ચાલી મૃદુલ ગતિથી શાન્તિથી યોગિનીશી!
માર્ગે ઊગ્યાં હરિતતૃણ તે પાદપદ્મો ચુમે છે
વૃક્ષો ઉંચાં નમન કરતાં પલ્લવોને ધરે છે.

કાળી રાત્રે તિમિર હણતી કૌમુદી શી પળે છે
ચારે બાજુ પ્રકટ કરતી વિશ્વ તત્ત્વાવલિને;
જાણે ઊભું અખિલ જગ શું સ્તબ્ધ થૈ સુણવાને
ભાવિ વાણી ગમન કરતી એ વિધાત્રી કનેથી!

( માલિની )

ખળ ખળ ખળ એવે નાદ કર્ણે પડે છે
સર સર સર વાયુ વૃક્ષ વૃક્ષે સરે છે;
તરુવર મૂળ નીચે કૃષ્ણ છાયા ઉડે છે
સલિલ શિશિર તેનાં મૂળ ધોતાં વહે છે.

( અનુષ્ટુપ )

આવ્યા ભૃત્યો લઈ બાલા વિશાલ વટની નીચે
ધરાને ખોદવા લાગ્યા હસ્તમાં લઈ શસ્ત્રને.

( માલિની )

ધરણી વટતટેની ગૂંજતી ઘા પડ્યેથી
ધ્વનિત ગિરિ શિરો ને ગહ્વરો ઘેરી થાતી;
તદપિ વદન છાયા ના ફરે ઘોર ભાળી
વિમલ પ્રણય કાન્તિ ઘા દરેકે વધારી.

( વસન્તતિલકા )

જોયા અને અનુભવ્યા નિજ યૌવને જે-
પ્રેમ પ્રસંગ નૃપતિ સ્મરણે તરે છે;
કિન્તુ વિચાર સ્ફુરતાં નિજ ઉચ્ચતાનો
રાજા ડગી નવ શક્યો દૃઢ નિશ્ચયેથી.

( અનુષ્ટુપ )

સત્તા પૂર્ણ સૂરે રાજા ત્યાંથી આવું ગયો વદી
" મૃત્યુને ભેટશે સ્હાંજે ત્હારા તું અવિવેકથી. "
વિચારે ઝુલતી ત્હેનો સર્વ કાલ વહી ગયો
ઢળ્યો વ્યોમે રવિ રક્ત-સાયંકાલ થઈ ગયો !

( મન્દાક્રાન્તા )

બારીમાંથી સુરજકિરણો અસ્ત થાતાં પ્રવેશે
અંશુ અર્પે રમણી ચરણે સ્નિગ્ધ તેજાંજલિને;
બાલા ઊભી નમન કરતી સૂર્યને તાપસી શી,
એવે ખુલે, યુવતિ ચમકે, બ્હારથી દ્વાર જાળી.

( અનુષ્ટુપ )

નિહાળી રાજ્ય ભૃત્યોને બાલા સજ્જ થઈ ગઈ
વિના સંકોચથી ચાલી ભેટવા મૃત્યુ-વીરશી !
દુર્ગની બ્હાર મારાઓ જંગલે રમણી ગ્રહી-
ચાલ્યાને ઘોર અન્ધારું વ્યોમ માંહિ રહ્યું સરી.

( શાર્દૂલવિક્રીડિત )

કાળાં કૃત્ય વિલોકતાં મનુજના ધ્રૂજી ઉઠે પ્રકૃતિ
તેથી તત્વ પરમ્પરા ઉપર શું કાળાશ આ પાથરી ?
આકાશે ઉડુના ગણો સ્ફટિકના બિન્દુ સમા ઓપતા
ઝાંખા અસ્ફુટ તેજમાં અનિલની લ્હેરે તરુ ધ્રૂજતાં.

( મન્દાક્રાન્તા )

બાલા જાણે સુહૃદ મળવા નિર્જનારણ્યમાં શું
જાણે ચાલી મૃદુલ ગતિથી શાન્તિથી યોગિનીશી!
માર્ગે ઊગ્યાં હરિતતૃણ તે પાદપદ્મો ચુમે છે
વૃક્ષો ઉંચાં નમન કરતાં પલ્લવોને ધરે છે.

કાળી રાત્રે તિમિર હણતી કૌમુદી શી પળે છે
ચારે બાજુ પ્રકટ કરતી વિશ્વ તત્ત્વાવલિને;
જાણે ઊભું અખિલ જગ શું સ્તબ્ધ થૈ સુણવાને
ભાવિ વાણી ગમન કરતી એ વિધાત્રી કનેથી!

( માલિની )

ખળ ખળ ખળ એવે નાદ કર્ણે પડે છે
સર સર સર વાયુ વૃક્ષ વૃક્ષે સરે છે;
તરુવર મૂળ નીચે કૃષ્ણ છાયા ઉડે છે
સલિલ શિશિર તેનાં મૂળ ધોતાં વહે છે.

( અનુષ્ટુપ )

આવ્યા ભૃત્યો લઇ બાલા વિશાલ વટની નીચે
ધરાને ખોદવા લાગ્યા હસ્તમાં લઈ શસ્ત્રને.

( માલિની )

ધરણી વટતટેની ધ્રૂજતી ઘા પડ્યેથી
ધ્વનિત ગિરિ શિરો ને ગહ્વરો ઘેરી થાતી;
તદપિ વદન છાયા ના ફરે ઘોર ભાળી
વિમલ પ્રણય કાન્તિ ઘા દરેકે વધારી.

( મન્દાક્રાન્તા )

કાળું પાણી સરરસરતું છિન્ન થાતું શિલામાં
બાલા ત્હેને નિરખી વદતી ખિન્ન ભગ્ન સ્વરોમાં;
નો'તો ત્હેને મરણભય, ના શોક કો અન્ય ઉરે
ભાળી બ્હેની પ્રથમવયની અન્તરે ખિન્ન થાયે.

" ઓ કાલિન્દી! સતત વહજે રમ્ય તું આ અરણ્યે
કાલા કાલા લલિતસૂરથી ગુંજજે કુંજકુંજે;
કો'દી આવે સલીમ ભમતો શૂન્ય આ શાન્તતીરે
કે'જે ત્હેને ધીરજ અરપી " હ્યાં સુતી છે અનાર. "

( અનુષ્ટુપ )

ઘોર સંપૂર્ણ ખોદાતાં આજ્ઞા ભૃત્ય કરી રહ્યા
સુવાને ઘોરમાં ત્હેને મૃત્યુને શરણે જવા;
નહિ ક્ષોભ નહિ શોક સ્નેહીનું ભદ્ર ઇચ્છતી
સુવે બાલા ધરી ધૈર્ય આશિષો પાઠવી ઉંડી.

( શાર્દૂલવિક્રીડિત )

ન્હોતી વિહ્વલતા–અશાન્તિ ઉરમાં–ના કંપ સ્હેજે વળી
શાન્તિ નિર્ભર રાત્રિએ નભતટે, તેવી સુખે વિસ્તરી;
ઔદાસીન્ય વળી નહિં યુવતીમાં ના લોચને ભીરુતા
જેવી વારિધિના જલે વદનમાં ગંભીર તેવી છટા.

( અનુષ્ટુપ )

મૃત્તિકા પાથરી ત્હેના કણ્ઠસ્થાન સુધી અહા!
હવે કેશાવલિ વચ્ચે ઉઘાડું મુખડું જરા.

મારા ને મન્દ સૂરોમાં કહે, ' બન્ધુ ! ' જરા રહે
પાઠવું અન્ત સન્દેશો સર્વને સુણવા તું દે–

( શાર્દૂલવિક્રીડિત )

" પોઢું હું સુખ શાન્તિમાં સલીમ ઓ! કાલિન્દી કેરા તટે
જ્યાં ઉગ્યું વટવૃક્ષ પલ્લવવતી વાયુ મને વીંઝશે.
દેહે નિર્ઝરિણી શિશિર સિકરો રાત્રિ વિશે સીંચશે
મીઠું સંગીત કર્ણના વિવરમાં કાલિન્દીનું ગુંજશે.
સાયંકાલતણા પવિત્ર સમયે આવું કદી ચિત્તમાં–
વ્હાલા! હું તવ, તો જરૂર પળજે એકાન્ત આ સ્થાનમાં
જોજે તું વણસી ગયાં કુસુમને આંસુભર્યાં લોચને
અશ્રુનો અભિષેક આ કબરમાં શાન્તિ મ્હને અર્પશે. "

× × × ×

વેણો સ્નેહભર્યાં સરિત્સલિલમાં ડૂબી ગયા વ્યોમમાં
લાવણ્યે ઝરતી યુવાન રમણી ધૈર્યે સુતી ઘોરમાં.

\+ + + +

વર્ષો કૈંક વહી ગયાં તદપિ તે સૂરો રમે કાનને
જ્યારે ઘોર પડે વને નજરમાં અશ્રુય ત્યારે ગળે.

* * * *

---

ખણ્ડ ૫ મો

( મન્દાક્રાન્તા )

સાયંકાલે સુરજકિરણો ઝાડીમાં જાલ ગુંથે
લેટી શૃંગો ગિરિવર તણા ઓસરે નીલ વ્યોમે;
થાક્યાં પંખી મધુર લવતાં કુંજ કુંજે હીંચે ને–
વૃક્ષે વૃક્ષે પવન લહરી ઘૂમતી ગીત ઝીલે.

( શાર્દૂલવિક્રીડિત )

પેલું કો' નયને પડે તટપરે કાલિન્દીના માનવી
ભેદાયું ઉરતો દીસે મનુજનું તાર સ્વરે એ લવી–
નિશ્વાસો સરતા દિસે અતિ ઉંડા અવ્યક્ત કૈં દુઃખના
વ્હાલું કો' વિચરી ગયું જીગરને ભેદી હશે સ્વર્ગમાં!

(મન્દાક્રાન્તા)

" વર્ષાકાલે વિઘટઘનમાં દામિની શી ઝબૂકે
ઝલ્કી પાછી ક્ષણ ભર મહીં વ્યોમમાં જેમ ડૂબે,
હા! હા! વ્હાલી! વિલીન થઈ તું મૃત્યુના ગાઢ ગર્ભે
જીવી થોડું ચમકી વધુને વિસ્મૃતિમાં સરીતું.

( શિખરિણી )

સખી! જન્મ્યાં ત્યાંથી મરણવિધિએ ભાલ ચિતર્યું
ત્વરા તો કાં કીધી!–પ્રથમ ઉર માની નવ શક્યું;
સ્વીકાર્યો તેં વ્હાલી! પ્રણયપથ ટૂંકાં જીવનમાં
સ્વીકારી કાં ત્યાગ્યો ?–અરધ પથ વીત્યો નવ અહા!

વિધાતા! ત્હારામાં સૃજન બલ અર્પ્યું પ્રભુજીએ
સૃજ્યું તે શક્તિથી સુમન જગકેરા ઉપવને;
પરન્તુ ખીલ્યું ના લલિત ફુલડું અર્ધ વિકસ્યું
ખીલ્યા પૂર્વે ચુંટ્યું પરિમલ પૂર્યું હાય! ફુલડું. "

અને એવે ભાળે કુમાર નિજ વ્હાલીતણી તટે
સરિત્પાણી છાંટે શિશિર સિકરો જેહ ઉપરે;
નિહાળીને થંભે અસીમ નવ સ્હેજે ધપી શકે
જુવે તાકી તાકી ધીરજ હૃદયે હા! નવ રહે.

દિનો જે વીતાડ્યા પુનિત સહવાસે યુવતીના
ધસે તેના સર્વે સ્મરણ મગજે એક પળમાં;
છુટે આંસુધારા હૃદય ઉભરે ક્ષુબ્ધ બનતાં
સરી આંસુ ગાલે કબર ઉપરે તે ટપકતાં.

અહા! અભ્રો ધોળાં, સરિતજલ કાળાં, ઉડુગણો
સુતાં અદ્રિશૃંગો ક્ષિતિજ ઉપરે સ્તબ્ધ તરુઓ;
વિલોકી ઘેલાને કબર નિકટે અશ્રુ વહતો
ધરે ઘેરી ઉંડી કરુણ કરુણા દીન વદને:

સુકાયેલાં પુષ્પો કબર ઉપરે જેહ વિખર્યાં
લઈ તેને ચાંપે હૃદયસરસાં સ્તબ્ધ બનતાં;
નમી વાંકો ચુમે કબર પ્રણયોન્મત્ત હૃદયે
સ્ફુરે નિશ્વાસો ને દુઃખદ ગગળો સાદ નિકળેઃ

( વસન્તતિલકા )

" વ્હાલી અનાર! ઉઠને.-કબરે સુતી કાં?
આવ્યો સલીમ. ઉઠને.-હજી કાં સુણે ના?
પૂર્વે સખી! કદી ન વર્તન દીઠું આવું
વ્હાલી અનાર! ઉઠ જો! હૃદયે સમાવું.

જોતાં મ્હને હૃદય ત્હારું અધીર થાતું
અસ્પષ્ટ કૈંક લવતું હૃદયે સમાતું;
કલ્પાન્ત સ્હેજ અળગી, કરતી, થતામાં
હા! તુંજ આમ વિખુટી પડતાં ડરી ના

આવ્યો સખી! કુટિર આંગણમાં હું જ્યારે
નેનો વતી મધુર સ્વાગત અર્પ્યું ત્યારે
'આવ્યા?'-કહી મદભરી હસતી તું ત્યારે
આજે હસે-નવ-વદે, શીખી આવું ક્યારે?

આ તેજ શાન્ત સરિતા જલ સ્વચ્છ જેનાં
કુંભે ભરી ઉભી હતી તવ ગાત્ર ભીનાં;
જ્યારે લઈ સદદ મ્હારી ચઢાવ્યું પાત્ર
ત્યારે વદી. કયમ હવે વદતી નહિ હા!

બ્હાલી સખી! નવ શમ્યા ઉરના ધ્રૂજારા
આલિંગને પ્રથમ જે ઉર ઉદ્ભવ્યા'તા;
આલિંગ તું હૃદયને હૃદયે સમાવ
ના સાંભળે!–હૃદય ગાંડી! તુટે, અનાર!

ઘેરાં ગિરિ શિખરને વન વૃક્ષ ભૂરાં
કાલિન્દીના જલ પ્રશાન્ત ગભીર કાળાં–
જોતાં ભીરુ રજનિમાં બનતી તું બાલા!
નિદ્રા અનન્ત લહતાં, ભય શું રહ્યો ના?

વેણો વિદાય સમયે ઉચર્યાં મુખેથી
ત્હારાં સખી! પ્રણયના વિસરી ગઈ તું?
તેં શું કહ્યું?–સ્મરણ ના! જરીએ ત્હને હા–
'પાણી વિના જીવન મીન ધરી શકે ના.'

( શિખરિણી )

અને એવે ઈન્દુ વિમલ તરતો વૃક્ષ શિખરે
પૂરી પર્ણે પર્ણે ધવલ નિતરાં તેજ નિસરે;
નિહાળી જ્યોત્સ્નાને સલીમ હૃદયે લ્હાય ઉઠતી
સુધામાંથી વહ્નિ પ્રબલ ઝરતો હા! અનુભવે.

'અહા! ઈન્દુ વ્યોમે અનલ વરસાવી કયમ રહ્યો?–
છૂપાને તું અભ્રે–સલીમશશિ અસ્તંગત થયો;
સુધા સીંચી સૃષ્ટિ સકલ શિશિરા તું કરી શકે
હિમાંશુ? અંશુઓ, હૃદય મમ બાળી તવ હસે;

અને ભૂરા તારા ! અસિત નભમાં કાં ચમકતો ?
કવચિત્ ઝલ્કી પાછો ક્ષણભર વળી કાં મલપતો ?
નિહાળ્યાં શું તેનાં વિપુલતર તેજોમય દગો ?–
નથી ભાળ્યાં તેથી ગગનતટમાં તું ઝળકતો.

અયિ ઓ કાલિન્દી! કલલ તવ સંગીત ઝરતાં–
ગુંથાતા'તા ત્હેના મધુર સૂર ત્હારા કવનમાં
સ્વરો હેવી ત્યારે ધ્વનિત બનતા વૃક્ષ શિખરે
ડૂબ્યા સર્વે તે તો લલિત સૂર;–તું એકલી વહે !

\+ + + +

( મન્દાક્રાન્તા )

વાણી ત્હારી સકલ જગના વાંગ્મયે વ્હાલી ! ભાળું;
અશ્રૂપૂર્યાં જલધિ જલમાં પ્રાણ ! ત્હારાં નિહાળું
આ બ્હેળામાં વહતી ઉરની ભાવનાઓ વિલોકું
વેલી વૃક્ષે હૃદય ધ્રૂજતું વ્હાલી ! ત્હારુંજ દેખું.

( શિખરિણી )

શશિ શૃંગો વૃક્ષો કબર ભણી તાકી કયમ રહ્યાં ?–
જુવો છો શું?-આવી?-અપર જગથી શું મમ પ્રિયા?
ખસો સર્વે. અર્પો પથ-નિરવ શબ્દે ઉચરતી
પ્રિયે ! બોલો. મીઠી !–કયમ અટકતી ! કાં વિચરતી !

અહા ! ત્હારી ભાળું લલિત છવિ કબ્રે ઉતરતી
અને તેના તે આ વદન-નયનો–ને સહુ ગતિ;
કહાં ચાલી છાયા ?–નયનતટથી કાં દૂર પળે ?
જરા ઊભી રે'ને, અહહ ! ગઈ ! ઓ ! ! ! ....

( શાર્દૂલવિક્રિડીત )

ભૂલે ભાન હળે સલીમ કબરે વ્હાલી તણી સોડમાં
છેલ્લો 'ઓ' ભમતો સરિત્તરુતલે ધ્રૂજી રહ્યો વ્યોમમાં;

* * * *

કાલિન્દીજલમાં તરે અવતરી ઇન્દુ તણી જ્યોત્સના
તારા શાન્ત સરે-તરંગ પ્રસરે ધીરે ધીરે પાણીમાં.

* * * *

૨૫-૮-૨૯.

---

# દુષ્યન્ત વિયોગ

( એક ખણ્ડ કાવ્ય )

સૌ. બ્હેન પુષ્પા ર. વકીલને

# દુષ્યન્ત વિયોગ

## ખણ્ડ ૧ લો

( ઉપજાતિ )

વેલી મનોરંજનીથી વીંટેલી
સોહે મઢૂલી મુનિ કણ્વજીની;
મયૂર કેકા કરતા રમે છે
તરુ તરુ એ રમતા સરે છે;

કુમાર પર્ણો નમણી લતાના
કંપી રહ્યાં છે વિલપી રહ્યાં છે;
વિચાર આવ્યો મૃદુ શૈશવે શું
આયુષ્યની હા! નિજ અલ્પતાનો!

અનન્ત વ્યોમે પિગળી જતો, ને-
વિલોકતો વિશ્વ અનન્ત ઉભો-
ઉપાધિ* ગિરિ નિરખી દુખાર્ટ
દયાર્દ્ર થૈ ને સરિતાશ્રુ સારે;

( અનુષ્ટુપ )

હસ્તમાં દણ્ડ ધારીને સંગે શિષ્યની મંડલી
સરિતા-સ્નાનને માટે પળે છે મુનિ કણ્વજી.

( ઉપજાતિ )

પ્રભાવશાળી મુનિની પ્રતિમા-
જોતાં તરુઓ વનનાં નમન્તાં;
ઋષિ નિહાળી વનની ગરિમા
આનન્દભાવે શિરને નમાવે.

---

* જગતની ઉપાધિ જોઇ ગિરિ સરિતારૂપી અશ્રુ સારે.

( વસન્તતિલકા )

ૐકાર મન્ત્ર રટતા ઋષિજી પળે છે
ચોમેર ડુંગર મહીં પડઘા પડે છે;
આનન્દવીચિ સરિતા જલમાં ઉઠે છે
ભાવો પવિત્ર ઋષિના ઉરમાં સ્ફુરે છે.

( અનુષ્ટુપ )

સ્રોતમાં કરીને સ્નાન ઋષિજી માલિની તીરે
બ્રહ્મ બ્રહ્માણ્ડના ધ્યાને અન્તરાનન્દમાં ડૂબે;

( વસન્તતિલકા )

એવે સુણ્યું રુદન સંગીત શું મધુરું
આકાશ સ્રોત તરુ ઝુંડ મહીં ડૂબન્તું;
આશ્ચર્યમાં ગળી જતાં ઋષિજી વિચારે
" કો બાલિકા રુદનનો ધ્વનિ આ વિસારે. "

( અનુષ્ટુપ )

ધ્વનિ આ જંગલે ક્યાંથી બાલના રડવા તણો
કૌતુકે એ ઋષિ ચાલ્યા પ્રેરાઈ ધ્વનિની ભણી;
થોડે દૂર જઈ જોતાં વિસ્તીર્ણ વટની નીચે
પંખીનું વૃન્દ આનન્દે કલ્લોલ કરતું દિસે;
સન્નિધિ* માનવીની ત્યાં ભાળી પંખી ઉડી ગયાં
દિવ્ય કો કન્યકા કણ્વે નિહાળી તૃણ ઉપરે;

( ઉપજાતિ )

શૈય્યા સુંવાળી તૃણની રચેલી
માંહે સુતેલી વનબાલિકા કો
ગાત્રો ઉછાળી તૃણને વિખેરી
આકાશ સ્હામું નિરખી રુવે છે.

* હાજરી.

રોતી નિહાળી મૃદુ કન્યકાને
ઋષિ ઉછંગે લઈને રમાડે
અસ્પષ્ટ વાણી મુખથી સરન્તી–
ને તૃપ્ત કન્યા બનતી દિસન્તી.

આંસુ વહન્તા ઋષિ લોચનેથી–
પ્રવાહ કન્યા શિરને સીંચે છે
શું બાલ હૈયે પૂરી દિવ્ય શક્તિ
અશ્રુ સરાવે ઋષિ નેનથી જે.

વિરાગી રાગી બનતા હશે શું–
નિર્દોષ ભાળી છવિ બાલકોની ?
શિલા દ્રવીને બનતી રસાળ
પ્રભુ તણું બિંબ અવશ્ય બાલ.

સૌન્દર્યદેવી વનદેવતા વા
રંભા તણી વા દુહિતા હશે આ;
વિચાર કોટિ કરતા જ આ'વા
મઢૂલીક્ષેત્રે મુનિજી પધાર્યા;

( અનુષ્ટુપ )

રાજર્ષિ–મેનકા, છાંડી કન્યા જંગલની મહીં
અન્તર્ધાન થયાં બન્ને, પુત્રી રક્ષી વિહંગમે;

( ઉપજાતિ )

રક્ષી શકુન્તે વનમાં વિસારી
દેવાંશી કન્યા કુટડી કુમારી
કણ્વે ઉછેરી નિજ આત્મજા શી
"શકુન્તલા" નામ થકી ગવાણી.

( અનુષ્ટુપ )

દિવસે દિવસે વાધે કાન્તિ-શૈશવની પ્રભા
મેનકાની દુહિતાની-શુક્લપક્ષે શશિકલા !

( ઉપજાતિ )

રોપી, ઉવેખી કુમળી લતાને-
કણ્વે, પવિત્રાશ્રમ ભૂમિમાંહે;
વસન્ત આવી ખીલવી લતા ને
બ્હેકી રહી યૌવનમંજરીઓ.

પ્રિયંવદા ને મૃગ બાલિકાઓ
અનુસૂયા ને વળી વલ્લરીઓ*
અનન્તની જે મધુરી કૃતિઓ
શકુન્તલાની પ્રિય તે સખીઓ.

( અનુષ્ટુપ )

તાપસીની કુમારીઓ સંગે, રાજર્ષિ કન્યકા
નક્ષત્રે ચન્દ્રિકા જેવી શોભતી'તી શકુન્તલા.

સીંચતી નીર ક્યારામાં વૃક્ષોને વળી વેલના
વીણી પુષ્પો ગ્રથી વેણી આત્મની વેણી સોહતી;

નિત્ય છે ક્રમ આ ત્હેનો ઉદ્યાને જલસીંચવા
સખી સંગે સદા સાંજે પ્રફુલ્લ પુષ્પ વીણવાં.

---

* વેલીઓ.

## ખણ્ડ ૨ જો

( મન્દાક્રાન્તા )

પ્રાતઃકાલે અનિલ લહરી ધીરી ધીરી વહે છે
પંખીઓના મધુર સ્વના પ્રાસ વૃક્ષે તરે છે;
પૂર્વાકાશે કિરણ કુમળાં સૂર્યનાં રક્ત સોહે
માર્તણ્ડાંશુ સરિત જલમાં લાલિમા કૈં પ્રસારે.

( વસન્તતિલકા )

આવે સમે ઉપવને ઋષિ કણ્વજીના
તન્વાંગી કો' તરુતલે જલને સીંચે છે;
માધુર્યથી ઉભરતાં નવલાં ફુલોને
ચુંટી ચુંટી દુકુલપાલવમાં ભરે છે.

( શિખરિણી )

ભૃગોથી વીંટાઈ લલિતકરથી નીર સીંચતી
તરુ ઓથે તન્વી નયન યુગલો સ્હેજ મીંચતી;
મનોહારી ભાસે શરીર ઉપરે વલ્કલ વતી
ન શું ચારુ લાગે પ્રકૃતિમધુરો ને કુદરતી ?

( ઉપજાતિ )

પ્રફુલ્લ વેલી નવમલ્લિકાની
આલંબી ચુંબે સહકારવૃક્ષ;
પ્રિયા તણા સ્પર્શ થકી ધ્રૂજે છે
પર્ણો અને ડાળ તરુતણાએ;

( અનુષ્ટુપ )

ધ્રૂજતાં ડાળ ને પર્ણો જોઈ કલ્પે શકુન્તલા
" પ્રેમની પુણ્યગ્રન્થિ શું બાંધતી સર્વને હશે ? "

( શિખરિણી )

અહો ! કે'વાં ખીલ્યાં સધુર ફુલડાં આ રસભર્યાં
સુવાસે રેલાતાં પવન લહરે સ્હેજ નમતાં.
લતાને આલિંગી લલિતવદને સ્તોક* લળતાં
લળી ચુમી દેતાં ભ્રમરગણને એ મદભર્યાં.

( અનુષ્ટુપ )

વિકસ્યાં પુષ્પને ભાળી લેટતાં કુમળી લતા
આશિષો પાઠવે ઊંડી પુષ્પઘેલી શકુન્તલા,
" ખીલજો ફુલડાં વ્હાલાં ! હસી વાડી હસાવજો
સૌન્દર્યે બાગને ઢાળી સૌરભે બહલાવજો. "

( વસન્તતિલકા )

વાણી વિલીન નભમાં થઈ ના થઈએ
ને કાનને કદલી ના પળી ના પળીએ-
એવે અરણ્ય મહીંથી મૃગનો સમૂહ-
જોયો અવેશ કરતો બની ગાભરૂ. ને-

( અનુષ્ટુપ )

તિરોહિત થયાં કુંજે બ્હીધેલાં મૃગ શાવકો-
સંઘથી પડીને છુટો એકલો મૃગ કો' ઊભો.

( ઉપજાતિ )

કુરંગ†બ્હીલું નિજ વૃન્દથી પડી
ચોમેર જોતું નયનો વિકાસી;
શરીર કંપે તરુ પાંદડાં શું
આત્મા તણું રક્ષણ ક્યાંક શોધે.

---

* સ્હેજ. † હરણ.

સારંગ* જોતાં કદલીવને ઊભી
સાક્ષાત મૂર્તિ વનદેવતાની;
ધીરી કરીને નિજ પાદની ગતિ
શકુન્તલાની નિકટે સમાયું.

( અનુષ્ટુપ )

મૂંજતું હાંફતું ભાળી ગાભરૂં મૃગ બાલક
પંપાળી કોમળા હસ્તે ચુમે છે વળી ડોકને.
સુવતી આંખના ભાવે ઉન્માદ કળવા મથે
પ્રસર્યો કુંજમાં એવે માનવીનો ધ્વનિ સુણે.

( ઉપજાતિ )

પાછું વળી વિસ્મયથી વિલોકે
નતાંગુલિને અધરે મૂકીને;
વિખેરી વેણી પવન ક્રીડે છે
સ્તનો થકી વલ્કલ ત્યાં સરે છે.

( અનુષ્ટુપ )

વામહસ્તે ધનુ ધારી દક્ષિણે વળી તીરને
સમીપે આવતા કોઈ રાજવી નરને જુવે:

( ઉપજાતિ )

દુષ્યન્ત રાજા મૃગયાવિહારી
શિકાર મિષે નિજ રાજ્યધાની–
ત્યાગી–વિખૂટો પડી સૈનિકોથી
આવ્યો અરણ્યે મુનિ કણ્વજીના.

---

* હરણ

કુરંગ ભાળી શર ને ધનુને
કંપી ધ્રૂજી ને નિકટે લપાયે
શકુન્તલા માર્દવથી ભર્યા કરે
પંપાળી ત્હેને, નરને કહે છે.

વાણી ભરી ગૌરવથી સરે છે
વીણાતણું સંગીત શું ઝરે છે,
તરંગ ઝીણા અનિલે વહી ને
દુષ્યન્ત કર્ણે જઈ ભંગ થાયે.

“ ના વીંધશો હા!–શર સારશો ના–
સંહારશો ના–તીરથી કુરંગ;
અર્પ્યું પ્રભુએ બલ રક્ષવાને
મૃદુ કૃતિઓ, ન વિદારવાને;

વિકંપતું આ મૃગલું નિહાળી
દયાજલે શું ઉર ના ભીંજાયે?
મરૂ ભૂમિ શું ઉર માનવીનું
દયા વિહોણું વિભુએ બનાવ્યું?

ના વીંધશો, ના, શર સારશો ના
સંહારશો ના તીરથી કુરંગ;
અર્પ્યું પ્રભુએ બલ રક્ષવાને
મૃદુ કૃતિઓ ન વિદારવાને. ”

કુરંગ કુતૂહલથી નિહાળે
આંસુ ભર્યાં નેન શકુન્તલાના,
પ્રત્યેક શબ્દે જલ ત્યાં વહે છે
શકુન્તલા ગાલ પરે સરે છે.

વિનીત વાણી લલના તણીએ
દુષ્યન્ત સુણી ગળતો ઊભો ત્યાં;
નિષ્પન્દ નેને નિરખે ઠરીને
વિચિત્ર સૃષ્ટિ પ્રભુની રચી એ.

આજ્ઞાભર્યાં મોહકતાભર્યાં એ
વેણો ઉથાપી કદી ના શકયો તે;
કયાંથી ઉથાપે ?–રમણી સમક્ષ
સશકત હૈયાં નબળાં પડે છે.

વિલોકી અશ્રુ ખીલતાં સરોજે
કઠોર તોયે ભ્રમરો રુવે છે;
આલંબી અશ્રુ રમણી જીવે છે
અશ્રુ તણો કો' પ્રબલ પ્રભાવ !

" ના વીંધશો–હા !–શર સારશોના "
પંકિત તણાએ પડઘા પડે છે;
વિલીન પામી વળી ઉદ્દ્ભવે છે
રાજાતણી અન્તરની ગુહામાં;

કરે ઉગામ્યાં કરમાં રહ્યાં તે
ધનુષ્ય બાણો મૃગ વીંધવાને
આવ્યો શિકારી કરવા શિકાર
શિકાર પોતે થઇને ઘવાય.

* * *

---

## ખણ્ડ ૩ જો

( અનુષ્ટુપ )

કન્દર્પ કામઠું ધારી જાણે આવી ઊભો વને
તેજસ્વી ભૂપતિ ભાળી લજ્જાથી લલના નમે;

દૃષ્ટિ ભૂમિતલે રોપી મુગ્ધા વસ્ત્ર સમારતી
દન્તથી અધરો ધારી અંગુઠે અવનિ ખણે;

વહે છે અન્તરે ભાવો-ઊર્મિઓ વિજળી સમી
હૈયે હાથ મૂકી શોચે તથાપિ કળ ના વળી.

( મન્દાક્રાન્તા )

બ્હીતી બ્હીતી તરલનયના સ્નિગ્ધ નેત્રો ઉખેડી-
રોપે તેને અવનિતલથી લોચને ભૂપતિના;
બન્ને ઊભાં પરિચય વિના મૂક અન્યોન્યના ને-
જાગ્યાં વીચી ઉભયઉરની સ્નેહસ્રોતસ્વિનીમાં.

ઈચ્છા તોયે પ્રથમપ્રણયે મુગ્ધ હૈયાં બન્યાં જે
લજ્જાભાવે પીડિત થઈને વ્યક્ત પ્રીતિ કરે ના;
પ્રેમી ઉરો અધીર બનતાં તો છતાં શાન્ત રે'છે
પ્રેમીઓની અકલ સ્મૃતિનો શું હશે એ નિયોગ !

( અનુષ્ટુપ )

તૃણશી પાળ લજ્જાની સ્નેહના સાગરે ખરે
તુચ્છ એ પાળને ભેદી મત્ત થૈ વીચી વિસ્તરે;

( ઉપજાતિ )

લજ્જાતણાં બન્ધનને વિદારી
સ્વતઃ ઉરેથી ઉભરે સુવાણી;
ઉદ્ગાર ધીમા પ્રણયાશ્રુભીના
શકુન્તલાને શ્રવણે પડે છે;

" અરણ્ય વૃક્ષો તપતાં વિલોકી
દયાર્દ્ર થૈને જલ સીંચવાને
કે ભાળવા વા વળી મર્ત્યલોક
દેવી પધાર્યાં લલનાસ્વરૂપ!

પાતાલ ત્યાગી ભરી કૌતુકેથી
વિલોકવા નૂતન વા વનશ્રી
આવી ઊભી શું ધરણી તલે આ
કો નાગ કન્યા રુચિરા નતાંગી

વસન્તદેવી ધરી ચારુ રૂપ
જોવા પધાર્યાં વનની ગરિમા
કે કૌમુદી મૂર્તિમતી પ્રભાથી
વનસ્થલીને અજવાળતી ઊભી! "

સન્દેહ આવા કરતો ક્ષિતીશ*
તરંગ આન્દોલનમાં ઝુલન્તો
ઊભો અહા! નિશ્ચલ થૈ અવાક
કર્તવ્યતાથી થઇને વિમૂઢ.

નિશ્ચેષ્ટ ભાળી નૃપને તરુણી
ઝીણું-મધુરું-કરુણું હસે છે.
ને સ્હેજ આવર્ત પડે કપોલે
તરંગ જાણે સરના જલે કે!

ને મન્દ હાસ્યે નૃપને વિંધે છે
અસ્પષ્ટ ભાવો સહજ સ્ફુરે છે;
શું વિદ્ધ હૈયાં વળી વિંધવાનો
વિનોદ અદ્‌ભુત હશે રમાનો?

* રાજા.

જલેભર્યા મેઘ સમો શું ધીર
ગંભીર કણ્ઠધ્વનિ–કર્ણપ્રિય,
પ્રભા પ્રશંસા થકી પૂર્ણ નેત્રે
સુણી, નિહાળી નૃપ શું વદે છે.

હસી તથાપિ નૃપની દશાએ
આત્મસ્થિતિ એ થઈ તેવી મૂઢ
અથાક યત્નો મનથી કરે છતાં
સુસ્પષ્ટ વાણી નિકળી શકી ના.

શબ્દો અધૂરા સુણવા અહાહા!–
અસ્પષ્ટ, પ્રેમી યુવતી મુખેથી
અવ્યક્ત ભાવો કળવા પછીથી
કેવું રુચિરું–મધુરું–હશે એ?

વદે વિરામે વળી પાછું બોલે
પ્રત્યેક વાક્ય કંઈ ત્રુટિ છોડે
ભ્રૂભંગથી ભાલ પ્રદેશ શું થે
કરાંગુલિથી નિજ વસ્ત્ર ચૂંથે;

" ન નાગકન્યા ન હું દિવ્ય દેવી
ન કૌમુદી હું .... .... ....
ન નાગ કન્યા .... કૌમુદી હું
ના હું–નથી .... .... વસન્તદેવી.

તપસ્વી રાજર્ષિતણી કુમારી
માતાપિતાએ વનમાં વિસારી
વિહંગમે જંગલમાં ઉગારી
મહર્ષિ કણ્વે ઉટજે ઉછારી."

ઉચ્ચાટ ઉંડો ઉભરાય ઉરે
ઉચ્ચારતાં વેણ તપસ્વિનીને
લજામણી પર્ણસમી ત્રપાએ*
અજ્ઞાતભાવે તરુણી બીડાયે.
ગંભીર ધીમાં સ્મિતને પ્રસારે
અસ્વસ્થ ભાળી નૃપ, પદ્મિનીને.
ધીમા સ્મિતે સુન્દરી આર્દ્ર થાયે
આછાં જલે લોચન તો ભીંજાયે.

( માલિની )

કમલ વદન ચારુ નમ્ર થાતું અરુણું
ધવલ અમલ બિન્દુ–માલ ભાલે તરન્તી;
વિમલ વસન લ્હેરે વાયુની ઉડતું, ને–
લલિત-લુલિત ગાત્રો વેલ શાં કંપતા'તા.

( ઉપજાતિ )

પ્રિયંવદા મંડપમાં લતાને–
આલંબી, પર્ણો ચુંટતી લપાઇ
પ્રેમાળ ચેષ્ટા નૃપને સખીની
પ્રસન્ન હૈયે નિરખે છૂપાઈ.
થતી વિલોકી સખી નિસ્સહાય
પ્રિયંવદા તત્પર થૈ સહાયે
આકાશવાણી સમ ગેબી રીતે
શબ્દો વદે કોમળ મંડપેથી.
" આવે અતીથિ અતિશ્રાન્ત દ્વારે
સન્માન ત્હેનાં કરવાં ઘટે છે;
પ્રણાલી પ્રાચીન તપોવને એ
નિષ્ણાત ધર્મે! ક્યમ તું વિસારે ? "

---

* લજ્જાએ.

શકુન્તલા સંભ્રમને સખીએ
કર્તવ્યનું ભાન કરી શમાવ્યો;
ઉચ્ચાટને દૂર કરી ઉરેથી
નૃપાલને ધીર બની કહે છેઃ-

" પવિત્ર આ આશ્રમની ભૂમિ ને
પુણ્યાંશી તેમાં મુનિઓ વસે છે
શ્રીપાદ, એ ભૂમિ અને જનોને
પધારી આભારી કરો બધાંને.

વિશ્રાન્તિ લેવા ધનુને ઉતારો
પિતાજીના આશ્રમમાં પધારો;
આરોગી મીઠાં ફળ ફુલ કન્દ
સેવો મધુરો વનવાયુ મન્દ.

અરણ્ય ભાલો મૃગલાં તરુનું
નિર્દોષ સાધી શુચિ* સાહચર્ય+
ને માલિની નિર્ઝરિણી કિનારે
સ્વછન્દ ખેલો હરણાં શું રંગે. "

રાજા સુણી એ વચનો વિચારે
'મર્મ વ્યથા અન્તર જે વલોવે
શકુન્તલા શું ઉર ખોલવાને
સુવર્ણ આ યોગ ઉચારવાને,'

" શોધે અતીથિ નવ પર્ણબન્ધી
અતીથિના માલિની નીર ઝંખે
ના કામના ચે ફળફુલ કન્દે
વિશ્રાન્તિ વાંચ્છે ઉરની કુટિરે.

* પવિત્ર. + મિત્રતા.

સંસારના પન્થ અનન્ત મધ્યે
પ્રયાણ કાજે નિસર્યો પ્રવાસી
સદૈવ શોધે સુખદુઃખભાગી
શું આશ્રમે આ મળશે સુસાથી?

સંસારના દુસ્તર વારિધિની
પ્રચણ્ડ ઊર્મિ તરવા, તરીથી*–
ઈચ્છયું; તથાપિ તરણી* હતી ના
શું નાવડી ના મળશે અહિંઆં? "

ભેદે ભર્યાં એ વચનો કળીને
તત્કાળ પ્રત્યુત્તર તેણી વાળે
શું સ્નેહગ્રન્થો તણી કિલષ્ટ ભાષા
યુવાન કોને ભણવી પડે ના?

યત્નો કદાપિ કરવા પડે ના
એ ગ્રન્થના પાન ઉકેલવાને
ગૂઢાર્થ એ ગ્રન્થ તણા અવાચ્ય
બ્હાલાં જનોનાં હૃદયો ઉકેલે.

" સંસાર પન્થે પળતા પ્રવાસી?
હું એ વિલોકું અનુગુણ યાત્રી
જો કો અતિથિ અધિકારી આવે
સદૈવ ખુલ્લાં ઉર–દ્વાર મ્હારે.

હમો વસ્યાં જંગલમાં તથાપિ
અતિથિ સત્કાર સુધર્મ મ્હારો
યાચો અને શું કહી ના પડાય?
ગૃહસ્થનો ધર્મ શું વિસરાય? "

* હોડીથી.

ને તે સમે જે હરણું અવાક
લપાતું ઉભું સખી આસપાસ
સંવાદ સુણી નૃપ ને સખીનો
અસ્પષ્ટ નાદો કરતું કુદન્તું.

પણ છતાં શું સ્હમજ્યું હશે એ
વાતો અનેરી પ્રણયી જનોની
યોગી વિરાગી કળી ના શકે જે
તે જ્ઞાન અજ્ઞાન પશુ વિષે શું?

કુરંગ રોપે સ્થિર લોચનો—ને—
વિલોલ* નેને સખીના વિલોકે
એવે ગ્રહી કણ્ઠ કુરંગનો તે
શકુન્તલા પ્રેમવતી ચુમે છે;

સારંગ કર્ણે અધરો મૂકીને
સન્દેશ છાનો કંઈ પાઠવે છે;
કુરંગ ધ્યાનસ્થ બની સુણી, ને—
ક્ષણે બીજી વૃક્ષ મહીં કૂદે છે.

---

## ખણ્ડ ૪ થો

( ઉપજાતિ )

વસન્ત વાયુ વનમાં વહે છે
સુગન્ધ ખીલ્યાં ફુલથી સ્રવે છે
કળી કળી એ ભ્રમરો ગુંજે છે
સંગીત દૈવી પ્રસરી રહે છે

---

* ચંચલ.

એવે અહા! કૌતુક કો નવીન
શકુન્તલાની નજરે પડે છે
'પાસે લચેલી ફુલથી ભરેલી
વેલી પરે કો' અલિ ગુંજતો'તો

ખીલ્યાં ફુલો ને ચુમીને રટન્તો
દ્વિતીય વેલી પર તે ભમન્તો
છોડી બીજી વેલી ગયો ત્રીજીએ
અનેક એવી સરતો લતાએ',

'મનસ્વી આ તો ભ્રમરો રહે ના
કો' એક પુષ્પે સ્થિર થૈ અહાહા!
પુષ્પો બીચારાં પ્રણયીજ ભોળાં
પ્રપંચ ત્હેના સહસજી શકે ના.

કે'વાં લળીને કરતાં પ્રણામ
પ્રેમાળ પુષ્પો પ્રમદા સમાન,
કિન્તુ નહિં કિમ્મત પુષ્પ કેરી
હશે જગે શું નરજાત એવી?'

\+ + + +

સન્દેશ છાનો લઇને પળ્યું જે
કુરંગ કુંજે થયું લીન જેહ
સ્નેહી ઉભાં જ્યાં વનના પ્રદેશે
પ્રિયંવદા સંગ પુનઃ પ્રવેશે.

પ્રિયંવદા ગંભીર ને ચકોરી
વિનોદી ટોળી–મધુરી–કિશોરી;
શકુન્તલાનાં નયનો મળન્તા
હસી વળી સ્હેજ વિલોકી રાજા;

સુહૃદ્દ્વયોના નયનો મળન્તાં
શકુન્તલા નેન જરી નમન્તા
લાલાશ આછી ફરકે કપોલે
પ્રિયંવદા તે નિરખીજ બોલેઃ-

"સખી! મુખે કાં સ્ફુરતી રતાશ ?
લજ્જાલુકે ! જોઈ સુહૃદ્દ સકાશ*"
અયિ! દિસે છે દગ પૂર્ણ મસ્તી
તથાપિ ભીરુ! કયમ નીચી દૃષ્ટિ?

અયિ! ધ્રૂજે કાં મધુમાલતી શી!
કંપી રહ્યો કાં અધરોષ્ઠ તન્વી?
પ્રસ્વેદ બિન્દુ તણી શુભ્રમાલા
કાં ભાલદેશે ગુંથતી તું બાલા!

વસન્ત આવ્યે સહુ સૃષ્ટિ ખીલે
ને સ્નેહ-વાયુ તણી લ્હેર ઝીલે;
તેમાં શું કંપી ધ્રૂજી ભાનભૂલે
સ્વભાવ એનો પ્રકૃતિ શું મેલે!

ઉદ્યાન છે વિશ્વતણું વિશાલ
જેમાં ઉગ્યાં છે સુખદુઃખ ઝાડ;
છાયા તરુની નરનારી સેવે
સદૈવ સાથે જગતે રહીને.

કાલિન્દી ગંગા ઝરતી ગિરિથી
પ્રવાહ જુદા. વહતાજ બન્ને;
તોયે મળે પુણ્ય પ્રયાગ તીર્થે
અદ્વૈત સાધી નિધિમાં મળે છે;

* પાસે.

તેવી રીતે ભિન્ન પ્રવાહ પૂર્વે
વ્હેતા દિસે જીવનના જ વિશ્વે
અને મટી એ બની એક અન્તે
અનન્તના સાગરમાં ડૂબે છે. ”

× × ×

એવે અપૂર્વ દ્યુતિ કૌમુદી શી
વનસ્થલીના તરુવેલ પર્ણે–
પ્રકાશ ફેંકી–મૃદુ તેજ રેખા–
વિલીન પાછી નભમાં થઈ તે.

તરુશિલા કન્દરમાં વહન્તી
પ્રસન્ન ધીમું મૃદુ નિર્ઝરિણી,–
સંગીત સારે પ્રસરે જ તેવું
સ્થલે સ્થલે જંગલમાં મધુરું;

તરુણ પર્ણો સુમનો ખીલેલાં–
વેલીતણાં સંગીત સુણી ઝૂલ્યાં;
આન્દોલનો પ્રાસ તણા તરન્તાં
તાદાત્મ્ય સર્વે બનતાં ગળન્તાં.

પવિત્ર વીણા કરમાં ધરેલી
તારો પરે અંગુલિઓ સરેલી
કષાય વસ્ત્રો શરીરે વિંટાળી
વરેણ્ય મૂર્તિ ઋષિની નિહાળી.

( અનુષ્ટુપ )

વ્યોમથી ઉતરે નીચે તેજસ્વી મુનિ નારદ
રટતા મન્ત્ર ૐકાર વેદવિદ્યા–વિશારદ.

( ઉપજાતિ )

માર્તણ્ડ ઉદ્ભાસિત* થાય પૂર્વે
શશિપ્રભા દીન પણે પ્રકાશે;
તેવી રીતે નારદની પ્રભાએ
સર્વે ઉભાં તેજહીણાં જણાયે;

અકલ્પ્ય વ્યક્તિત્વ વડે ઋષિમાં
પ્રભાવ તેનો જડ ઉપરે, એ
પુષ્પો તણી અંજલિ વેલ અર્પે
પ્રત્યેક વ્યક્તિ ચરણે નમે છે.

હિમાદ્રિના શૃંગ થકી વહે કો
સ્રોતસ્વિની પુણ્ય સલિલ જેમ
તેવી રીતે નારદ અન્તરેથી
કલ્યાણ વાણી શુચિ પ્રસ્રવન્તી†:

" સસાગરા પૃથ્વીતણા અધિપ !
તપસ્વીની નન્દિની ! તું અનુપ!
એકાગ્ર ચિત્તે થઇ સાવધાન
જગત્પિતાનું સુણજો વિધાન—

'સંપૂર્ણતા કેવલ સાધ્ય લક્ષ્ય
અદ્વૈત આનન્દ જગે ઉપાસ્ય;
જાણ્યે અજાણ્યે સહુ જન્તુમાત્ર
ખેંચાય એ લક્ષ્ય પ્રતિ અવશ્ય;

અનાદ્યનન્ત સ્વરૂપે સમાવા
આત્માતણી ઉન્નત તીવ્ર ઇચ્છા;
મનુષ્ય કિન્તુ નવ ભદ્ર પન્થ
ભાળી શકે; આન્તર ચક્ષુ અન્ધ.

* પ્રકાશિત. † ઝરતી.

( વસન્તતિલકા )

અદ્વૈત સાધ્ય પણ સાધ્યતણા સુપન્થે
ચાલી શકે રથગતિ નવ એક ચક્રે
કલ્પી શકે નવ કદી રથની ગતિની
સુસ્થિરતા-સરળતા-ક્ષણવાર કોઈ.

ઉડી શકે વિહગ ના કદી એક પાંખે
ઉંડા અસીમ નભમાં પણ બેઉ વાંચ્છે;
તેવી રીતે જીવન-વ્યોમ-અસીમ પન્થે
નારી તથા નર પરસ્પર સ્હાય ઝંખે?

( ઉપજાતિ )

દુષ્યન્ત ઈન્દુસમ સ્નિગ્ધ શાજે
શકુન્તલા રોહિણી તુલ્ય ભાસે
સંયોગ ઈન્દુ વળી રોહિણીનો
પવિત્ર આનન્દ સમર્પનારો. ”

( અનુષ્ટુપ )

કહી એવું ઋષિ, ભદ્ર પવિત્ર મન્ત્ર ઉચ્ચરે
ગ્રહી દુષ્યન્તનો હસ્ત સમર્પે તરુણી કરે;

( માલિની )

પુનિત અવસરે તે પંખીઓ ગીત ગાયે
વિકસિત વનવેલો પુષ્પવૃષ્ટિ કરે છે;
સચર-અચર-સૃષ્ટિ સુગ્મને સ્તબ્ધ નેને
નિમિષભર નિહાળે પૂર્ણ પ્રેમાળ ભાવે.

( તોટક )

કંઈ ભવ્ય અલૌકિક મંગળના
ભણકાર પડે જડ ચેતનમાં;
નવદંપતી ભાળી અનન્ય જગે
સખી અન્તરથી ઉદ્ગાર સરેઃ-

" નવ-અંકુર પ્રેમતણા વિકસો
દિવસે દિવસે અતિ પ્રૌઢ થજો;
ઉર ભૂમિ વિષે વહતું ઝરણું
નવ-સ્નેહ તણું સરિતા બનજો;

નવ-જીવન વૃક્ષતણા વિટપે
વિહગો ! વિચરી કલશોર કરો;
અતિ ઉન્નત જીવન-ડુંગરના
અતિ ઉચ્ચ શિરે જઇ વિરમજો.

જગ મંગલ ને જગ ઉન્નતિમાં
નિજ મંગલ ઉન્નતિને પરખી-
જગ-મંગલ-ઉન્નતિ-મન્ત્ર જપી
બનજો નવદંપતી પૂર્ણ સુખી

સરિતા જલ સાગરમાં શમતાં
નિજ આકૃતિ-નામ-બધું ભૂલતાં
સખી! અન્તરના જલ સાગરમાં-
નમતાં અમને નવ વિસરતાં. "

વચનો વદતાં સખી લોચનથી
પ્રણયાશ્રુ તણી સરિતા સ્રવતી-
મુખ-વલ્કલ ને સ્તન ભીંજવતી
ધરણી તલ ઉપર વિરમતી.

( શાર્દૂલવિક્રિડીત )

આનન્દાશ્રુ વહે સુહૃદ્ નયનથી જોઈ સુખી મિત્રને
પ્રેમોલ્લાસ તણા ઉરે ઉમળકા ધન્ય ક્ષણે ઉભરે;
વિદ્યુત્ વાદળનો મધુર નિરખી સંયોગ કેકારવે-
-ઢાળી અશ્રુ મયુરયે વનતણા પ્રત્યેક તત્ત્વો ભરે;

( દ્રુતવિલમ્બિત )

મધુર દૃશ્ય અપૂર્વ બધાં જુવે
અચલ ચિત્રસમાં સ્થિર સૌ દિસે;
યુગલના ઉરભાવે તરે દગે
પ્રતિપળે પલટાઇ નવા સ્ફુરેઃ

ગભીર શાન્તિતણા પડ તે સમે
સકલ આશ્રમ ભૂમિ વિષે ઠરે.
વન વિહંગમ વાણી હીણાં બને
વચન નારદ તત્સમયે વદેઃ-

( શાર્દૂલવિક્રીડિત )

અદ્વૈતામૃત ચાખજો સુખદુઃખે સંપૂર્ણ સુખી થજો
પ્રેમસ્રોત અખણ્ડ શાન્ત વહજો, અન્તે અનન્તે જજો;
કીર્તિ રશ્મિ દિગન્તમાં પ્રસરજો, આત્મોન્નતિ સાધજો
રે'જો તત્પર શ્રેયમાં જગતના સત્સંતતિ પામજો. "

વાણીએ ઉચરી ઋષિ ક્ષણમહીં ભદ્રાશિષો અર્પીને
અન્તર્ધાન થયા નભે વનવિષે અર્ઘ્યાંજલિ સૌ ધરે;
આભા કો પ્રસરી રહી અવનવી આકાશમાં વ્યાપતી
ને બીજી ક્ષણમાં અનન્ત નભમાં દ્યુતિ મળી તે ગઈ.

\+ + + +

---

ખણ્ડ ૫ મો

( ઝુલણાંનો ઢાળ )

પૂર્ણિમાચન્દ્રના રશ્મિઓ તરવરે
માલિની સ્રોતના રમ્ય જલમાં
અનિલ કોમલ વહે શીતલ સીકર ઉડે
વૃક્ષ ગિરિ ગહ્વરે શાન્તિ પ્રસરે.

માલિની તીર ના શ્વેત રેતી પટે
　　વિવિધવરણાં શિલાવૃન્દ સુતાં
પ્રકૃતિ માતના ગાઢ ઉત્સંગમાં
　　અચરચર તત્ત્વ જો! શાન્ત ઉભાં.

રમ્ય એવે સમે અનિલ લહરે નમી
　　સલિલ લહરે તરે શ્વેતતરણી;
નાવમાં દંપતી તરુણ આલિંગતાં
　　હ્રદયને નેનમાં વ્યક્ત કરતાં.

સૃષ્ટિ સૌન્દર્ય એકાન્ત એ સ્થાનમાં
　　પળપળે ચારુતા અધિક ધરતું;
ઘડી ઘડી ચન્દ્રમા અભ્રવૃન્દે છૂપે
　　વળી બીજી ક્ષણ વિશે તેજ નિસરે;

તરુણ ને તરુણીના વદન મંડળ વિશે
　　ક્ષણે ક્ષણે ભાવના નવીન સ્ફુરતી
નિરખતાં અધિક સૌન્દર્ય અન્યોન્યમાં
　　પ્રતિપળે દંપતી મુગ્ધ બનતાં;

કામિની કોમલા કમલ કરપાશથી
　　આવરી કણ્ઠ ને હૃદય ભરતી
ઈન્દુના બિંબની કાન્તિ અવહેલતી
　　વાણી અધૂરી છતાં મધુર લવતી:-

" જીવન વ્હાલા! સદા, જીવન આવું સખા!
　　ઝંખું હું જીવવા મધુર વ્હાલા!
નિકટતા હૃદયની જીવનભર આવી શું-
　　રહી શકે-ઓ!-હા!-પાપી શંકા;! "

ભવ્યતા દિવ્ય કો ભાલમાં ઝળકતી
સ્તબ્ધ તરુણી થતી નેત્ર ગળતીઃ—
વાદળી કાળી કો વ્યોમમાં ચન્દ્રના—
બિંબને તે સમે સ્હેજ ગ્રસતીઃ

યુવક યુવતી તણા અશ્રુ ને ચુમતો
હૃદય ને હૃદયની નિકટ કરતો
ફેરવતી અલકની* શ્રેણી પંપાળતો
ગાઢ ચુંબન કરી યુવક વદતોઃ—

"સતત વહેતાં છતાં સ્નેહના સ્રોતમાં
વમલ શંકા તણા જરુર ઉપજે
અતિશય સ્નેહમાં પામી શંકા છૂપી
નિર્મલ સ્રોતને મલિન કરતી.

વાદળે કિન્તુ ઘેરાય તો એ છતાં
ચન્દ્રનું તેજ શું મલિન થાયે?
વસ્તુતઃ સ્નેહની શુભ્રતા તેજ શી
મલિન શંકાથી શું મલિન થાયે!"

તે સમે કૌમુદી વ્યોમવિસ્તારમાં
ભવ્ય ગિરિ કન્દરે શાન્ત ઝરતી;
નાચતી સ્રોતના વારિમાં અવતરી
દિવ્ય આનન્દથી અવનિ ભરતી

ઉભય ઉર તે સમે 'કંઈક' હા! અનુભવે
તદપિ કળી નવ શકે :કંઈક શું તે
નયન નીચાં નમે અધર અધરે મળે
વાણી કણ્ઠે શમે હૃદય ઉભરે.

---

* કેશ.

દશ્ય એ નિરખતાં સૃષ્ટિ તત્ત્વો બધાં
પ્રેમભીનાં બની એક ચિત્તે;
માલિની-વેલી-ને વૃક્ષ ને ડુંગરો
આશિષો અર્પતાં ભદ્ર દીસે;

'ઐક્ય આવું સદા દંપતી અનુભવો
શુદ્ધ અદ્વૈત આનન્દ પામો;
કાલ સરિતા તણા પ્રબલ આવેગમાં
જીવન તરણી સદા સરલ તરજો.'

દિવ્ય આનન્દની દિવ્ય મૂર્છા વળે
ઉભય ક્ષણભર વળી સ્વસ્થ બનતાં
તદપિ અન્યોન્યના અકળ આકર્ષણે
પુનઃ અન્યોન્યમાં લીન બનતાં.

કિન્તુ એવે ઉઠે સારસી રુદનના
દીન કરુણા સ્વરો શાન્ત વનમાં
માલિની નીરના વીચીમાં પ્રસરતા
દંપતી કર્ણમાં સૂર પડતા;

સાંભળી સૂર તે યુવતીના હૃદયમાં
સંશયો અવનવા ખૂબ ઉઠતા;
સાન્ત્વનો હૃદયને અર્પતી તો છતાં
દીનવદના બને ધૈર્ય ખૂટતાં.

શશિસમા વદનની બિંબ શા અધરની
પદ્મ શાં નયનની કાંતિ ઉડતી;
અગમતા ભાવિની ગમ્ય જાણે થતાં
શોક ભરપૂર હા! વાણી સરતીઃ- '

" હૃદયતલમાં સખા! તિમિરહા! ઉતરતાં
દીન ઉદ્દગાર આ તીવ્ર સુણતાં,
સારસી અન્તરે ક્રૂર કેવી વ્યથા
સાલતી હા! હશે પ્રિય ખોતાં?

દિવસભર હર્ષથી મુકત કલ્લોલતાં
માલિની તીરના તૃણ ચરતાં
તે સમે કારમી રાત્રિની કલ્પના
શું હશે ઉભયના હૃદયતલમાં?

સકલ સૃષ્ટિ તણું હૃદય જાણે દ્રવે
કરુણ રસની બધે છોળ ઉછળે;
તદપિ શું સારસી પ્રિયના અન્તરે
સ્હેજ સમતા નહિં હાય! વસશે? "

આટલું બોલતાં સાદ ત્હેનો ગળ્યો
શિથિલ ગાત્રો થતાં કંપ ઉભર્યો
સ્વસ્થતા સાચવી, ક્ષણ પછી સુન્દરી
સ્મરણ સ્ફુરતાં કંઈ પુનઃ વદતીઃ–

" સાંજરે સૂર્યના અસ્ત સમયે કહ્યું
સ્મરણમાં રાખજે પ્રિય! તું તે
બહુ બહુ તો રહે દિવસ ત્રણ ચાર હા!
વેલ લીલી તરુથી વિયોગી.

ધર્મ સંભાળતાં ઢીલ કરવી ઘટે–
કદી નહિં, પ્રિય દુષ્યન્ત તુજને;
સ્વાર્થ પરમાર્થમાં સાધુજનનો સદા
તદપિ આ કથનને નિત્ય સ્મરજે.

'ઉદયગિરિશૃંગમાં રવિકરો ફુટતાં
    રમ્ય આ સ્થાન તવ ચરણ ત્યજશે.
ભોગ વૈવિધ્યમાં રાજ્યના તન્ત્રમાં
    સારસીના સ્વરો તું ન ભૂલતો.

અર્ધ વિકસી કળી કમળની કોમળી
    સૂર્ય સંયોગથી પૂર્ણ ખોલતી
તો છતાં રાત્રિમાં હિમકણો વરસતાં
    વિકસતાં કગળના ગાત્ર ખરતાં.

શાન્ત રજનિ વળી માલિની નીરને
    રમ્ય ઉપવન તથા પુણ્ય સ્થલને
અધીર આ હૃદય ને-સારસી સૂરને
    પ્રિય દુષ્યન્ત ! તું ત્યાંય સ્મરજે."

મધુર મધુ ધાર શી વાણી એ સાંભળી-
    રાય દુષ્યન્તના નયન પલળે.
કણ્વ દુહિતા તણા અધરને ચુંબને,-
    હૃદયને અશ્રુથી નેત્ર ભીંજવે.

મુગ્ધ હૈયાં થયાં લીન આનન્દમાં
    સૃષ્ટિ ને આત્મનું ભાન ભૂલતાં
કાળની કલ્પના સ્વપ્નમાં એ સ્ફુરે-
    નવ કદી પ્રેમના પૂર આવ્યે;

સમય વહતો હતો ઝડપથી રાત્રિનો
    પશ્ચિમાકાશમાં ચન્દ્ર ઢળતો;
અરુણ આભાસ જો ! પૂર્વ વ્યોમે થતો
    અનિલ સીકરભર્યો મન્દ વહતો.

પ્રથમ કિરણો સરી વદન મંડળ પરે
તરુણીના ભાલમાં ભભક પૂરે;
પૂર્ણ સૌભાગ્યની મૂર્તિના ચરણમાં
કિરણ પુષ્પાંજલિ સુરજ ધરતો.

પંખીઓ કલરવે વૃક્ષરાજી ભરે
ડુંગરો કન્દરો સૂર પૂરે;
દંપતી કર્ણમાં પ્રાસ પડતાં અહા!
ભંગ નિદ્રા થતાં ઝબકી ઉઠતાં;

અખિલ સૃષ્ટિતલે સ્થિર શાન્તિ ઝરે
સૌમ્ય આનન્દના ગીત ઝરતાં
કિન્તુ ઉદ્વિગ્નતા ઉભયના અન્તરે–
ઉભરતી, ભાળી આનન્દ સઘળે.

પુણ્ય તે શાન્તિના યત્ન નિષ્ફળ ગયા
ઉભય ઉર–ક્ષેત્રમાં શાન્તિ સીંચવા;
પ્રેમી તે તે પંખીડાં સમય મધ્યાન્હનો
કલ્પતાં ચિત્તમાં દીન બનતાં.

× × × ×

કિન્તુ અન્તે અહા ! સમય આવી ઉભો
સૂર્ય મધ્યાન્હનો પ્રબલ તપતો
તરુ અને વેલને પંખીને પ્રાણીને
પુણ્ય તે ભૂમિને ત્રાસ દેતો:

સ્વજનજૂની વ્યથા ક્લેશને વેદના
પીડતાં હૃદયને ઉભય જનનાં
બોલવા ઇચ્છતાં અધર ફરકયા છતાં
કણ્ઠમાં શબ્દ તે સર્વ વિરમ્યા.

શક્તિ સંચય કરી ધૈર્ય અન્તે ધરી
અશ્રુજલ ખાળતાં તરુણ વદતો;
"જાઉં છું" એટલા માત્ર શબ્દો સર્યા
ઉષ્ણ અશ્રુજલે નયન ઉભર્યાં.

વજ્ર આઘાત શા શબ્દ કર્ણે પડે
કુસુમ શાં હૃદયને છિન્ન કરતાં;
તીવ્ર શલ્યો સમી વેદના ડંખતી
તો છતાં તરુણી તે સમય સહતી.

( વસન્તતિલકા )

આંખો વિશાલ વિરહાશ્રુ વતી લસન્તી
અશ્રુ પૂર્યાં શરદ અંબુજ શી દિસન્તી.
ચન્દ્રાસ્તના સમય માં ગમગીન જેવી–
વ્યોમે છટા વદનમાં તરતીજ તેવી.

( ઉપજાતિ )

અન્યોન્ય ઉભાં ક્ષણવાર છુટાં
ક્ષણે બીજી અન્તરતંતુ ગુંથ્યા.
અસંખ્ય કંપો ક્ષણ ઉદ્‌ભવંતા
ક્ષણે ત્રીજી કિન્તુ પડયાં વિખૂટાં !

( વસન્તતિલકા )

"અન્તે ગયો"! અધર એવું રહ્યા લવીને
નિશ્વાસ એક નિસર્યો હૃદય દ્રવીને;
માથું ફરે...હૃદયમાં પ્રસરે તિમિર
સંજ્ઞા ભૂલે–અવનિ એ ઢળતી તરુણી.

+ + + +

ખણ્ડ ૬ ઠ્ઠો

( અનુષ્ટુપ )

ધૂમશા ડુંગર શૃંગે આલિંગે સૂર્યની કળા
પાપ ઓસારતી જાણે પુણ્યની પ્રસરે પ્રભા !

ઘેરાં ધુમ્મસથી ઘેરી તમાલ તરુની ઘટા
કાવ્ય જન્મ થતાં પૂર્વે જાણે અન્તરની દશા !

યજ્ઞશાળા વિષે શિષ્યો કણ્વના મન્ત્ર ઉચ્ચરે
તરંગો ધૂમ્રના ઉંચે આકાશે પ્રસરી રહે;

( શાર્દૂલવિક્રીડિત )

પ્રાતઃકાલતણા પવિત્ર સમયે મીઠી ઋચા મન્ત્રની
કલ્યાણધ્વનિ પાથરી વનવને વ્યોમાંગણે વિસ્તરી;
સૃષ્ટિ આરુ પવિત્ર મંગલમયી આનન્દધાત્રીસમી
સર્વત્ર પ્રભુ પ્રેમની પ્રતિકૃતિ આછી ઉંડેરી જડી.

( ઉપજાતિ )

પ્રસન્નતા પ્રકૃતિ અન્તરેથી
સહસ્ર ધારે વહતી હિસન્તી;
તરંગ તેના નવ કિન્તુ એકે
શકુન્તલા અન્તર પાસ પ્હોંચે.

( અનુષ્ટુપ )

ચોપાસે ફરતાં નેત્રો ભાળે સૌન્દર્ય વિશ્વમાં
તો છતાં અન્તરે તેમાં ભાસે ઉંડી અપૂર્ણતા;
તેનાં તેજ હતાં વૃક્ષો તેની તેજ હતી લતા
તેની તેજ હતી ભૂમિ કિન્તુ તે ન શકુન્તલા.

( વસન્તતિલકા )

કાન્તિ હતી વદનમાંહી સરોજ જેવી
નેનો મહીં ચપલતા હતી મીન કેરી
પૂર્વે હતી ચરણની ગતિ હંસ જેવી
આજે પરન્તુ તરુણી નહિં પૂર્વ જેવી.

( અનુષ્ટુપ )

બાર બાર દિનો વીત્યા રાય દુષ્યન્તને ગયે
વિપ્રયોગ ઉંડો તેનો સાલતો અન્તરે હવે;

( શાર્દૂલવિક્રીડિત )

ચારેપાસ પ્રસન્નતા ઉછળતી આકાશમાં વ્યાપતો
ત્હેના અન્તરમાં તથાપિ વદને ઉદ્વિગ્નતા ભાસતી;
ચારે પાસ પ્રફુલ્લતા વિલસતી ભાસે ફળદ્રૂપતા
ત્હેના અન્તરમાં અને વદનમાં વેરાનતાની છટા;

( વસન્તતિલકા )

અવ્યક્ત કો કરુણતા વદને તરેલી
છાયા ઉંડી હૃદય-મન્થનની પડેલી;
જાણે કંઈ નિકળવા પ્રતિષિદ્ધ બ્હાર-
યત્નો કરે, તદપિ અન્તર રોકનાર.

( અનુષ્ટુપ )

વિહંગો વૃક્ષમાં નાચી મીઠા સૂરે તરુ ભરે
તથાપિ તરુણી કેરા અધરો નવ ઉઘડે;

( શાર્દૂલવિક્રીડિત )

થંડો વાયુ પ્રફુલ્લ પુષ્પરજને લ્હેતો વહે આશ્રમે
અશ્રુબિન્દુ ઉશાહતો, રજનિમાં વૃક્ષાંકુરે જે ઢળે;
મીઠી કોમળ શીત વાયુ લહરી, આલિંગતાં તે ઉરે
તેની કોમલતા અને શિશિરતા માધુર્ય, સર્વે-હરે.

( વસન્તતિલકા )

ઉત્તુંગ વૃક્ષ કુમળી નમણી લતાઓ
આત્મીય આશ્રમ, અનેક સુરમ્ય દશ્યો;
મીઠી સ્મૃતિ પ્રકૃતિ-ચિત્ર-પટે ભરી'તી
કિન્તુ હવે શર સમી ઉર વિંધતી'તી.

( અનુષ્ટુપ )

પ્રેમથી નીર ક્યારામાં સીંચ્યાં'તાં જેહ વેલના
ભાળતાં ત્હેમનાં પુષ્પો અશ્રુઓ સહસા ગળ્યાં.

વિકસ્યાં પુષ્પને ભાળી ભેટતી કુમળી લતા
આશિષો પાઠવી ઉંડી સ્મરે છે તે શકુન્તલા;

" ખીલજો ફુલડાં વ્હાલાં ! હસી વાડી 'હસાવજો'
સૌન્દર્યે બાગને ઢાળી સૌરભે બહલાવજો "

( વસન્તતિલકા )

ભાળે વનો કદલીના દગની સમક્ષ
ભાળે નિજાકૃતિ જલે કદલી સીંચન્ત
ભાળે કુરંગ ભયવિહ્વલ નેત્ર સ્હામે
ભાળે મનોહર નૃપાકૃતિ બાણ સાથે.

( ઉપજાતિ )

'ના વિંધશો, ના, શર સારસોના'
શબ્દો મને એ સહસા સ્ફુરન્ત;
'મરૂ ભૂમિ શું ઉર માનવીનું'–
શબ્દો સ્મરન્તાં ઉર થાય ભીનું.

( શિખરિણી )

સ્ફુર્યાં'તા જે ભાવો વિવિધ, ઉરમાં તે સમયમાં
ધસે સર્વે સાથે સ્મરણપટમાં એક પળમાં;
ભય પ્રીતિ લજ્જા અકલ ઉરઆકર્ષણ વળી–
મૃદુ નેત્રો કેરી તરલગતિ–મસ્તી અનુભવી.

( વસન્તતિલકા )

હૈયાતણું કરી પરસ્પર દાન જ્યારે
ઊભાં વનસ્થલી વિષે સ્થિર મુગ્ધ બન્ને
ત્યારે મનસ્વી ભમરો નિરખ્યો હતો જે
આજે પુનઃ સરકતો નજરે જુવે છે.

( શાર્દૂલવિક્રીડિત )

'અદ્વૈતામૃત ચાખજો સુખ–દુઃખે સંપૂર્ણ સુખી થજો
પ્રેમ–સ્રોત અખણ્ડ શાન્ત વહજો અન્તે અનન્તે જજો;
રે'જો તત્પર શ્રેયમાં જગતના આત્મોન્નતિ સાધજો'
આશિર્વાદ અમોઘ એ ઋષિ તણો અન્તર્નભે ગુંજતો.

( ઝુલણાંનો ઢાલ )

માલિની નીરમાં રાત્રિ વિહારના
સુખદ સ્વપ્નો તરે સ્મરણ પટમાં
માલિની વેલીને વૃક્ષને ડુંગરો
કૌમુદી અભ્રને અપર દશ્યો.

ગાઢ આલિંગનો દીર્ઘ વળી ચુમ્બનો
　　પ્રેમ-પીયૂષનો પ્રબલ ઉભરો;
કિન્તુ અન્તે સુણે સારસી રુદનનો
　　કારમો સાદ હા ! શાન્ત કરુણો. ”

હૃદય બન્ધો તુટે શિથિલ ગાત્રો બને
　　નેત્રથી અશ્રુના ધોધ છુટે;
હૃદયતલમાં પડો તિમિરના ઉતરતાં
　　બંધ વ્યાપાર સહુ બાહ્ય પડતા.

ચન્દ્ર-લેખા બની ક્ષીણ પ્રાચી તટે
　　શરદના અભ્રમાં જેમ ઢળતી
કમળની ડાળી કો પાણી માંહે ઢળે
　　નાળથી ત્રુટતાં હિમ વરસી-

-“ પ્રિય દુષ્યન્ત હા ! ” શબ્દ એ ઉચ્ચરી
　　પૃથ્વી ઉછરંગમાં તેમ ઢળતી.
પૃથ્વીના અંકમાં વ્યોમથી અવતરી
　　ચન્દ્રિકા ચિત્તચૈતન્ય ભૂલી !

‘પ્રિય દુષ્યન્ત હા!’ ‘પ્રિય દુષ્યન્ત હા!’
　　‘ પ્રિય દુષ્યન્ત હા ! ’ એમ કરતી-
-ગર્જના ગહ્વરો સ્હામ સ્હામી સહા
　　કરુણ કલ્લોલથી સૃષ્ટિ ભરતી:-

×　　×　　×　　×

૬-૯-૩૦

સમાપ્ત



વલસાડ કસ્બામાં ૨૦ વર્ષ થયાં સંસ્કૃત
ભાષાના પ્રચાર માટે કાર્ય કરતી

## શ્રી વિદ્યામૃતવર્ષિણી પાઠશાળામાં

યથાશક્તિ મદદ આપવી અને અપાવવી
એ સર્વ સજ્જનોનું શ્રેષ્ઠ કર્તવ્ય છે.

વધુ વિગત માટે લખોઃ—

ઠે. ગણુપતીની વાડી
મુ. વલસાડ.

નારાયણ હરિકૃષ્ણ જોશી
શ્રી. વિ. વ. પા. ના ઓ. મન્ત્રી.



# ટીપ્પણ

પૃ. ૧૭ **સરસ્વતી પ્રાર્થના**—શ્લોક ૧લો या कुन्देन्दुषारहार-धवला० એ શ્લોક ઉપરથી સૂચિત.

પૃ. ૨૨ **પ્રેરણાને**—અંગ્રેજીમાં 'To Fancy' નામનું એક કાવ્ય વાંચતા તેના આછા સંસ્કારો ચિત્ત ઉપર કોતરાઇ રહ્યા હતા. શરૂઆતની બે ત્રણ લીટીઓનો ઉદ્‌ભવ તે કાવ્યને આભારી છે.

પૃ. ૨૩ **ઘંટઘોષ**—આ કાવ્ય ધરમપૂરમાં મોહનગઢ ઉપર જન્મેલું. મોહનગઢની ટેકરી ઉપરથી જોતાં આજુબાજુનો દેખાવ રમણીય લાગે છે. ઉપર મન્દિર છે. ટેનીસનના "Princess" માંની એક કડી લગભગ ૭થી ૧૦ લીટી સુધીના ભાવને મળતી લાગશે. પરન્તુ કાવ્ય રચાયું ત્યારે મનમાં એ કડીઓ ન હતી. મન્દિરનો ઘંટઘોષ સાંભળી આ કાવ્ય ઉદ્‌ભવ્યું.

પૃ. ૨૮ **જીવનતણી શી કામના**—આ કવિતાની પ્રેરણા અંગ્રેજીમાં 'Liesure' નામની કવિતા છે તેને આભારી છે. રચના વખતે તે કાવ્ય મનમાં હતું.

પૃ. ૩૨ **મ્હારો બાગ**—શ્લો. ૩જો શેકસ્પીઅરની—

Tongues in the trees, books in the running brooks
Sermons in stones and good in everything.

એ ઉપરથી સૂચવાયો છે. તેમજ છઠ્ઠા શ્લોકનો વિચાર અંગ્રેજી કવિ T. E. Brownના 'The Garden' નામના કાવ્યની છેલ્લી કડીઓ પરથી ઉતર્યો છે.

પૃ. ૩૬ **શીતલ શૈય્યા**—આ કાવ્યનો જન્મ શ્રી. રમણ ન. વકીલની સૂચનાને આભારી છે. મૃગના રૂપકમાં તૃષ્ણા એનો વિષય છે. છેલ્લો શ્લોક સૂચક છે.

પૃ. ૪૦ **મહાલક્ષ્મીના સમુદ્ર કિનારે**—આ કાવ્યનો છન્દ કયો એ હું જાણતો નથી સ્ત્રગ્ધરા નથી તેમજ મન્દાક્રાન્તા પણ નથી. એને હું મ્હારી પદ્ધતિથી ગાઇ શકું છું પણ એ કયો છન્દ તે

વિષે હું અજ્ઞાત છું. કોઇ બતાવશે ? આ સંગ્રહમાં આ છન્દના બીજાં કાવ્યો પણ છે.

**પૃ. ૪૨ શરદૃઋતુમાં ઉષઃકાળ**—'મોતીની શું ભસ્મ૦' એ લીટીનું મૂળ 'મુદ્રારાક્ષસ' માં આવતા શરદૃઋતુના વર્ણનમાં છે. ઋગ્વેદના કેટલાક ઉષાસૂક્તોના પણ અહિં પડધા છે.

**પૃ. ૫૫ પ્રણયમીમાંસા**—છેલ્લો શ્લોક. પુસ્તકની પ્રેસકોપી તૈયાર થયા પછી શ્રી. રમણ ન. વકીલે મ્હને જણાવ્યું કે આ શ્લોકોના જેવોજ–આમેહૂબ ભાવ. સ્વ. દોલતરામ કૃપારામ પંડયાના 'ઇન્દ્રજીત વધ' માં છે. પરન્તુ મ્હેં ત્હેમનો શ્લોક હજી પણ વાંચ્યો નથી. ભાવ સામ્ય હોય તો તે આકસ્મિકજ છે.

**પૃ. ૬૦ વિલાપ**—આ કવિતા પહેલાં મ્હેં અંગ્રેજીમાં લખી હતી. પરન્તુ પાછળથી કોલેજના અંગ્રેજીના પ્રો. શ્રી. ચોકસીને તે કાવ્ય બતાવતાં હતાશ થઇ જવાય એટલી ભૂલો માલમ પડી. આ આખીએ કવિતા મ્હારા અંગ્રેજી કાવ્ય ઉપરથી લખાઇ છે.

**પૃ. ૬૮ જીવનની મઝા**—અંગ્રેજી કવિ 'Swinburne' ના 'The Match' નામના કાવ્યે પ્રસ્તુત કાવ્યની પ્રેરણા આપી હતી. ઘણે અંશે આ કૃતિ મૌલિકજ છે.

**પૃ. ૬૯ સાગરમાં સમાધિ**—સાગરના કિનારે પાષાણનો મહેલ છે. સમુદ્રના તરંગો કિનારાની શિલાઓ ઉપર ભંગ થતાં મહેલની દિવાલો ચુમે છે. મહેલની ગોખમાં એક યુવતી સ્નેહીની પ્રતીક્ષા કરતી ઊભી છે. કોઇ અજ્ઞાત કારણે યુવાન તરુણીને તજી દેશાન્તરે વિચરી ગયો છે. યુવાન પાછો ફરતો નથી. ત્હેના પ્રત્યાગમનની આશાએ યુવતી આશા ભરી જીવે છે. વિયોગમાં વર્ષો વીતાવ્યા છેવટે હતાશ થઇ ઉદ્વેગપૂર્ણ હૃદયે સમુદ્રતટે શિલાઉપર પ્રિયને સ્મરતી ઊભી છે. એવામાં જલધિની પ્રચણ્ડ ઊર્મિમાં તે સપડાય છે. સાગરના અમિત ગર્ભમાં ચિરકાળની સમાધિ સાધે છે. કુદરતની વેરાનતા વાતાવરણમાં ભીતિભર્યું સંગીત રેલાવે છે. તલસ્પર્શી સંગીતથી સારૂં બ્રહ્માંડ ધ્રૂજે છે. 'અરુણ' યુવાનનું નામ છે.

પૃ. ૭૫ **પ્રસ્થાન**—આ કાવ્યને સ્વ. બોટાદકરના "પ્રયાણ" નામના કાવ્ય સાથે કોઇ પણ જાતનો સંબન્ધ નથી. આ રચાયા પછી ઘણે કાળે સ્વ. બોટાદકરનું કાવ્ય વાંચવામાં આવ્યું.

પૃ. ૭૯ **મ્હારી ભૂલ**—કાવ્યના વિષયની સૂચના શ્રી. રમણ ન. વકીલને આભારી છે. કાવ્યનો છેવટનો ભાગ વ્યંજક છે. ધ્વન્યાર્થ સહૃદય ગ્રહીજ લેશે.

પૃ. ૮૧. **પ્રમાદી અશ્રુઓ**—ટેનીસનની–'Tears, idle tears, I know not what they say' એ લીટીનું ભાવસામ્ય આ કાવ્યની પ્હેલી બે લીટીઓમાં પ્રતિબિમ્બિત છે.

પૃ. ૯૦ **આશ્વાસન**—લી. ૮ રા. બ. ક. ઠાકોરની 'વરવહુ હમે તો લડી પડયાં' એ હૃદયંગમ લીટી પ્રસિદ્ધજ છે. એ ઉપરથી જ 'અણધાર્યાં લડી પડયાં' એ આવી ગયું છે. એટલા પૂરતો તેમનો આભારી છું. એ પછીની બે લીટીઓમાં **मातृसिद्भिन्त्यमानानां ते हि नो दिवसा गताः**–એ શ્લોકાર્ધનો ભાવ ઉતર્યો છે.

પૃ. ૯૧ **પ્રતીક**—'પ્રતીક' 'પ્રણયમાં શિથિલતા' અને 'પ્રભુ શરણે' એ ત્રણે કાવ્યો એકજ દિવસે લખાયાં હતાં. તા. ૧૫–૯–૩૦ ને રોજે શ્રી. રમણ ન. વકીલે સ્વ. કાન્તના ખણ્ડ શિખરિણી અનુસાર તેજ છન્દમાં એક કાવ્ય લખી મ્હને બતાવ્યું. ત્યાંસુધી ખણ્ડ શિખરિણીની રચનામાં મ્હને સમજ ન હતી. શ્રી. રમણ ન. વકીલનું કાવ્ય વાંચી સ્વ. કાન્તનું મૂળ કાવ્ય 'ઉદ્‌ગાર' વાંચ્યું અને છન્દની રચના સમજી લીધી. કલાકેક રહી 'પ્રતીક' ઉદ્‌ભવ્યું. અને દિવસ ભરમાં એક પછી એક એમ બે કાવ્યો લખાયાં.

પૃ. ૯૩ **પરિતાપ**—Fitziraldના 'Omar's Lament' નું આ ભાષાન્તર છે. શબ્દશઃ નથી.

પૃ. ૯૪ **કબર લેખ**—Mathew Arnaldની એક કવિતા–જે હાલ યાદ નથી–તે ઉપરથી આ કાવ્યની પ્રેરણા મળી.

પૃ. ૧૦૩ **પ્રણય રહસ્ય**—છેલ્લો શ્લોક છેલ્લી લીટી. ભવભૂતિના **आवर्तबुद्‌बुदतरंगमयान् विकारान्** એ ઉપરથી આ ભાવ ઉતર્યો છે.

પૃ. ૧૦૭ **ભેદ સ્ફોટ**—આ કાવ્ય કાલ્પનિક છે. મ્હારો એક મિત્ર કાવ્ય વાંચી ભ્રમમાં પડેલો એ ખરો. પણ પાછળથી કાવ્યને કલ્પિત જાણતાં તેનો ભ્રમ ભાંગ્યો.

પૃ. ૧૧૩ **પ્રકૃતિ અને પુરુષ**—છેલ્લી લીટી. સાંખ્ય અને વેદાન્ત બન્નેના સમન્વયનો અહિં પ્રયત્ન છે.

પૃ. ૧૧૯. **અપાર્થિવ અનુભવ**—આખું એ કાવ્ય ઉપનિષદ્‌ના વિચારોને આભારી છે. અતીન્દ્રિય પરમાત્મતત્ત્વના અપરોક્ષ અનુભવથી જગત જગતરૂપે ન રહેતા બ્રહ્મરૂપ-પરમાત્મમય થઇ જાય છે એવું આપ્તોનું વચન છે. જગત્ ઇશાવાસ્ય છે એવી પૂર્ણ પ્રતીતિ કોઇ વિરલ-અતિવિરલ વ્યક્તિને થાય.

પૃ. ૧૨૦. **વીસમા વર્ષે**—એકવીસમા વર્ષમાં પ્રવેશતાં આ કાવ્ય રચાયું હતું. **शतं जीवेम शरदः** એ ઋચા ઉપરથી જીવન-ગિરિના સો શૃંગોની કલ્પના છે. વીસ શૃંગોનો આરોહ પૂરો થયો. ભાવિની અગમ્યતાને લીધે કયા શૃંગે આરોહ અટકશે એ કેવી રીતે કહે-અને કોણ કહી શકે? ઐહિકજીવનના અન્તનો ખ્યાલ આવતાંજ 'પછી શું?' નો પ્રશ્ન સહજતાથી ઉઠે છે પણ તેનોએ શો જવાબ?

પૃ. ૧૨૧. **હજી ઉંચે**—પંખીના રૂપકદ્વારા જ્ઞાનની અસીમતા વા મનુષ્યજીવનના વિકાસની અસીમતા અહિં ધ્વનિત છે.

પૃ. ૧૨૩. **કાળચક્ર**—આ કાવ્યની પ્રેરણાનું બીજ ભવભૂતિના ઉત્તરરામચરિત્રના **पुरायत्रस्रोतः पुलिनमधुनातत्रसरितः** એ શ્લોકમાં છે. વિશ્વની અચિન્ત્ય ઉથલપાથલનો શબ્દ ચિતાર આપી કાવ્ય અન્તમાં તદ્દન આત્મલક્ષી બને છે.

પૃ. ૧૨૪. **સંન્યાસી**—છેલ્લો શ્લોક સૂચક છે. ગુણવતી પ્રકૃતિ નિર્ગુણ પુરુષના અર્થે પ્રવર્તે છે. અવિવેકથી ચેતન પુરુષ પ્રકૃતિમાં અહન્તા ધરી, સુખદુઃખ ભોગવે છે. પુરુષ અને પ્રકૃતિની અન્યોન્ય કેવલતાનો વિવેક થતાં પ્રકૃતિ પુરુષ આગળથી નિવૃત્ત થાય છે. એટલે કે દ્રષ્ટાની સ્વરૂપમાં સ્થિતિ થાય છે. આવો સાંખ્યશાસ્ત્રનો

સિદ્ધાન્ત છે. "હું તું નથી" માં વિવેકખ્યાતિ દર્શાવી. 'તદપિ તું મુજમાં વસે છે, सोऽहम्' એ લીટી વેદાન્તના સિદ્ધાન્ત ઉપરથી ફલિત થાય છે.

પૃ. ૧૨૬ અધૂરાવેદાન્તીને—શાંકરમતને સ્હમજવામાં કેટલીક વખત ભૂલ થાય છે, અને આક્ષેપ કરનારાઓ 'जगन्मिथ्या' એટલું ચરણાર્ધ આગળ કરી શંકરાચાર્યને 'પ્રચ્છન્ન બૌદ્ધ'નું વિશેષણ આપે છે. પરન્તુ जगन्मिथ्या એ પદ સાપેક્ષ છે. બ્રહ્મ સત્ય છે એટલે સત્ય એકજ હોઇ પારમાર્થિક દૃષ્ટિએ જગત મિથ્યા ઠરે છે. જેની દૃષ્ટિ બ્રહ્મમયી થઈ હોય ત્હેને જ જગત મિથ્યા છે એમ કહેવાનો અધિકાર છે. કોઇ નરસિંહ મ્હેતાને જ જગત ન દીસે–પરન્તુ તે પણ જાગતો હોવાથીજ.

પૃ. ૧૨૭ મરણ—नैनं छिन्दन्ति शस्त्राणि. વગેરે શ્લોકો સુપ્રસિદ્ધજ છે તે ઉપરથીજ પ્હેલો શ્લોક લખાયો છે.

પૃ. ૧૨૯ ભયનિવારણ—'છે મોત દંખ સમ' થી શરુ થતી બે લીટીનો ભાવ પૂ. ગાંધીજીના વિચારોમાંથી આવ્યો છે.

પૃ. ૧૩૪ પાપ અને પુણ્ય—'તિમિર કોણે કહે સિદ્ધ કીધું'—પૃથ્વી, અપ્, તેજ, વાયુ, આકાશ, કાલ, દિક્, આત્મા અને મન એ નવજ દ્રવ્યો છે. એવો નૈયાયિકોનો નિર્ણય છે. तमस् ને દશમ દ્રવ્ય તરીકે ન ગણતાં પ્રૌઢ પ્રકાશનો અભાવ એટલેજ અન્ધકાર એમ તેમણે ઠેરવ્યું છે. એટલે તિમિરનું અસ્તિત્વ જ નથી. ખગોળશાસ્ત્ર પણ આજ વાત સિદ્ધ કરે છે. આપણી દૃષ્ટિ ટૂંકી છે એટલુંજ.

પૃ. ૧૩૫ મહાત્મા—સ્વામી વિવેકાનન્દનું કાવ્યબદ્ધ જીવનચરિત્ર લખવા આરંભ્યું હતું. પરન્તુ વચ્ચે અનેક નડતરો આવતાં અધૂરું પડ્યું એ કાવ્યના પ્રાથમિક શ્લોકમાંથી આ બે શ્લોકો લઇ સ્વતન્ત્ર કાવ્ય તરીકે અહિં મૂક્યા છે.

પૃ. ૧૩૬ જ્યોતિ શોધન—આ કાવ્યમાં પણ ઉપનિષદોનાજ વિચારો છે.

. ૧૩૭ અધીરતા—આ કાવ્યથી માંડી "બ્હેનને વિદાય" સુધીના બધાં કાવ્યો પ્રાસંગિક છે. 'અધીરતા' શ્રી. રમણલાલ ન. વકીલને ઉદ્દેશીને રચાયેલું. એઓ મ્હારે ઘરે આવ્યા અને આગ્રહ છતાં ન રોકાયા. તેમને મુંબાઇ વળાવી સ્ટેશન ઉપરથી પાછાં વળતાં આ કાવ્ય રચાયેલું.

પૃ. ૧૩૮ ભિખારી—આ કાવ્યનો પ્રસંગ તદ્દન વાસ્તવિક છે. કોઇ ભીખારીને ખાવાનું ન મળતાં તેણે અન્નની ચોરી કરી. એ ગુન્હા ખાતર ત્હેને અદાલતમાં ન્યાયાધીશ સમક્ષ ઊભો કરવામાં આવ્યો. ચોરી કરવાનું કારણ પૂછતાં તેણે સત્ય કહ્યું. અધિકારીએ ત્હેને સજા કરી. આવા ભાવાર્થનો બનાવ તા. ૨૭-૮-૩૦ ના રોજના The Bombay Chronicle માં મ્હેં વાંચ્યો. હિન્દ તો **શસ્ય શ્યામલા** ગણાય. છતાં આવી સ્થિતિ! એ બનાવ કાવ્યનું રૂપ પામ્યો.

પૃ. ૧૩૯ રક્ષાબન્ધન—સૌ. બ્હેન પુષ્પા ર. વકીલે બળેવ ઉપર રક્ષા મોકલી હતી તે ઉપરથી.

પૃ. ૧૩૯ અનન્ત સફર—રા. નરેન્દ્ર નેત્રમણિ શ્રોફ જેઓ મ્હારા અંગત મિત્ર છે. અને સહાધ્યાયી હતા ત્હેમની વર્ષગાંઠને દિવસે આ કાવ્ય જન્મ્યું.

પૃ. ૧૪૦ ઉપેક્ષા—ઉગતા સર્જક વા લેખકના હૃદયમાં, પોતાને જનતા અપનાવશે કે તરછોડશે એ વિષે ઘણીવેળા સંશય ઉઠે છે કેટલીક પળોમાં નિરાશા આવતાં જનતા પોતાના તરફ બેદરકાર રહે છે એવી પ્રતીતિ પણ થઇ આવે છે. એવી કોક પળે આ કાવ્ય ઉદ્ભવ્યું.

પૃ. ૧૪૧-૪૨ મિત્ર વિયોગ અને પ્રેરક સ્વપ્નને—શ્રી. રમણ ન. વકીલને ઉદ્દેશીને ઉભય કાવ્યો રચાયેલાં. સાથે રહેતા ત્યાંથી જૂદા પડતી વેળાએ.

પૃ. ૧૪૨. જગતશાન્તિ—League of Nations નું અસ્તિત્વ છતાં જગતમાં હજી શાન્તિ નથી એ પ્રસિદ્ધ જ છે. પ્રત્યેક રાષ્ટ્ર સ્વાર્થની સાધનામાં બીજાને અવગણે છે. વીસમીસદીના ઉદાર (!)

વિચારના જમાનામાં પણ માનવજાતિનો પંચમાંશ ભાગ પરતન્ત્ર! આમ હોઈ શસ્ત્રત્યાગની ઘોષણાઓ નિરર્થક છે. હજી તો ઘણા પ્રશુઓ પીલાશે.

પૃ. ૧૪૪. **બ્હેનને વિદાય**—મ્હારી ફોઈની દીકરી-બ્હેન કૈલાસના લગ્ન પ્રસંગે ધમડાછામાં આ કાવ્ય લખાયું. એના છ થી આઠ અને બારમો એટલા શ્લોકો મ્હારા જ 'દુષ્યન્ત વિયોગ' નામના ખણ્ડ કાવ્યમાંથી પ્રસંગોચિત ધારી ઉધ્ધૃત કર્યાં હતા.

પૃ. ૧૪૬. **ત્હારો એક સહારો**—શંકરાચાર્યકૃત **षट्पदी** સ્તોત્રનો **सत्यपिभेदापगमेनाथ!** ૦ એ કડીનો આબેહૂબ ભાવ છેલ્લી કડીમાં ઉતર્યો છે.

પૃ. ૧૪૭. **જન્મભૂમિને** તથા **'એક ધન્યપળે'** એ બે કાવ્યો મ્હારી જન્મભૂમી 'વલસાડ' ને ઉદ્દેશીને છે.

પૃ. ૧૪૯. **સ્વાતન્ત્ર્ય દીક્ષા, ભારતને આશ્વાસન,** અને **માતૃ મિલન** એ ત્રિપુટી હિન્દને ઉદ્દેશીને છે.

પૃ. ૧૫૧. **અન્તિમઇચ્છા**—સ્વદેશની મુક્તિ માટે સ્વાર્પણ કરવા સજ્જ થયેલ સૈનિક પ્રયાણ વખતે પોતાના મિત્રને મરણ પછી પોતાના શબને ક્યાં અગ્નિ સંસ્કાર કરવો અને તે કરી ત્યાં કેવો શિલાલેખ સ્થાપવો તે વિષે સૂચન કરે છે.

પૃ. ૧૫૧. **ભારતને આશ્વાસન**—છેલ્લા શ્લોકમાં સાબરમતીના સંતનો પ્રાદુર્ભાવ ધ્વનિત છે.

પૃ. ૧૫૫. **મધુરતમ કાવ્ય**—**एकोरसः करुणएवनिमित्तभेदात् भिन्नः पृथक् पृथक् इवाश्रयते विवर्तान्** એ ભવભૂતિની ભાવના સાથે મ્હારી સહાનુભૂતિ આ કાવ્યમાં દર્શાવાઇ છે.

પૃ. ૧૬૫. **કવિઓને**—આ કવિતાના વિચારોમાં ફક્ત પાક્ષિક સત્યજ છે. માનવસમાજને ઉંચે લઇ જવામાં કવિઓનો ફાળો અનુપમ છે. એ વિખ્યાત જ છે. છતાં કેટલીક ક્ષણોમાં આવા વિચારો પણ ઉઠી આવે. આ મ્હારું અંગત મન્તવ્ય નથી. Lighter Moods માં આવી કવિતાઓ લખાઇ જાય.

પૃ. ૧૬૭. **શ્રવણવધ**—નાનપણથીજ શ્રવણ વિષે સાંભળેલું અને વાંચેલું. શ્રવણને પ્રાચીન હિન્દે આદર્શ તરીકે સ્વીકાર્યો છે. આદર્શ જીવનમાં વડિલો પ્રત્યે અપત્યોની કેવી ભાવના હોવી જોઇએ તે આ કાવ્યમાં કુદરતી રીતે ચિતરાઇ ગઇ છે. આ વિષય કેટલાકને કદાચ પિષ્ટપેષણ જેવો–જૂનો લાગશે. કબુલ. છતાં હું એને જૂનો લેખતો નથી. માનવજીવનમાંથી આદર્શની ભાવના નાશ પામશે ત્યારે આવા વિષયો જૂના થશે; પરન્તુ તે વેળા તો કવિતા સાહિત્યનું પ્રજાજીવનમાં સ્થાન પણ ન હશે. જૂનું છતાં એ જો નવી રીતે કહેવાતું હોય તો તે નવુંજ છે. નિર્મત્સર સહૃદયી વાચકોજ એને માટે પ્રમાણ છે.

પૃ. ૧૮૭. **અનાર**—આ ખણ્ડ કાવ્યના ઉદ્ભવનું બધું માન શ્રી. રમણ ન. વકીલને ઘટે છે. એક વખત તેમણે મ્હને આ વિષય ઉપર કાવ્ય લખવા સૂચના આપી હતી, અને તે સાથેજ પાંચ છ લીટીમાં આછી રૂપરેખા પણ આપી તેમણે આપેલી રૂપરેખા એક આખી કૃતિને ઉપજાવવા માટે પૂરતી ન હતી છતાં તે સામાન્ય રૂપરેખાના આધારે જ કાવ્યનું શરીર તૈયાર થયું છે. આ માટે હું તેમનો આભારી છું.

'અનાર'ના ઇતિહાસથી કાવ્ય લખાયું ત્યારે અને હજી પણ હું અજ્ઞાતજ છું. આ બુદ્ધિપૂર્વક બેદરકારીથી ઇતિહાસને કદાચ અન્યાય પણ થયો હશે. તે માટે હું બીન જોખમદાર નજ ગણાઉં; છતાં મ્હને લાગે છે કે શબ્દાર્થસૃષ્ટિ વાસ્તવસૃષ્ટિથી કેટલીક રીતે ભિન્ન હોઇ, તેમાં આવી છૂટ લેવાતી હોય તો તે અયોગ્ય નથી. છતાં જો ઇતિહાસનું ખૂન થતું લાગે તો હું લાચાર છું. કર્યું–થયું તે માટે શોક નથી.

ત્રીજા અને ચોથા ખણ્ડના અન્તરમાં કેટલોક સમય વીતિ જાય છે. તે દરમ્યાન અનારને કેદમાં પૂરાયલી જોઇએ છીએ. તેવીજ રીતે ચોથા અને પાંચમાં ખણ્ડની મધ્યમાં પણ કેટલોક સમય વહી જાય છે. રણક્ષેત્રમાંથી પાછા ફરેલા સલીમને ક્રોઇદ્વારા અનારના ક્રૂર મરણની ખબર મળી છે એ પણ જોઇએ છીએ.

" અયિ સુસ્તની !...... " એ આખોએ શ્લોક સંસ્કૃત કવિ જગન્નાથના—

अयि सुस्तनी ! मस्तके न्यस्तहस्ता-
कुसुम्भारुणं चारुचेलं दधाना ।
समस्तस्यलोकस्य चेतःप्रवृत्ति-
गृहीत्वा घटे न्यस्य यातीव भाति ॥

એ શ્લોકનું ભાષાન્તરજ છે. આખોએ પ્રસંગ એ ઉપરથીજ કલ્પ્યો છે.

પૃ. ૨૧૧ **દુષ્યન્ત વિયોગ**—ઘણી વેળા મનમાં મહાકાવ્ય લખવાના મનોરથો ઉભરાઇ આવતા. આ ખણ્ડ કાવ્ય એજ દિશામાં પ્રાથમિક અખતરારૂપ છે. કહેવાય છે કે લાંબા કાવ્યોને અનુકુલ આ યુગ નથી. આ કથનમાં પાક્ષિક સત્ય છે. તેમજ લેખકોમાં શકિતનો હ્રાસ છે એનો પણ એમાંજ સ્વીકાર છે છતાં ઉપર કહ્યા તેવા ભાવે પ્રેરાઇ આ સાહસ આરંભ્યું. કટકે કટકે આ કાવ્ય પૂરું થયું.

કવિ સમ્રાટ્ કાલિદાસનું શાકુન્તલ ક્યાં અને આ ક્યાં ? સ્પર્ધાની ઇચ્છા રાખવી એ મૂર્ખાઇ છે. આ કાવ્યમાં સ્થળે સ્થળે તેમની અસર સ્પષ્ટજ છે. છતાં શક્ય હતું એટલો મૌલિક હોવાનો દાવો કરું છું. સાથે સાથે કલાની દૃષ્ટિએ આ કાવ્યમાં અક્ષમ્ય ભૂલ હોય તો નવાઈ નથી. પરન્તુ લાંબા કાવ્યોમાં અલ્પાનુભવી માટે એ અનિવાર્ય નહિં તોપણ સહજ છે.

પ્હેલાં આ કાવ્યનું નામ 'શકુન્તલા' રાખ્યું હતું, પણ પાછળથી મ્હારા મામા શ્રી. રામચન્દ્ર પ્રભાશંકર શાસ્ત્રીને બતાવતાં તેમણે અન્ત ઉપરથી હાલ રાખ્યું છે તે નામ સૂચવ્યું. મ્હને યોગ્ય લાગતાં સ્વીકાર્યું. આ બાબત તેમનો આભાર માનું છું.

જે પ્રસંગ કાલીદાસ જેવા જગપ્રસિદ્ધ કવિદ્વારા અમર થયો તેનો કરુણ અન્ત લાવવામા કદાચ ઔચિત્યને ભંગ થતો લાગશે, પરન્તુ લખતી વેળા મ્હારી કલ્પનામાં વ્યાસ વા કાળિદાસના પાત્રો ન્હતાં. પ્રસિદ્ધ પાત્રોનો આશ્રય સ્વીકારી વિચારો વ્યક્ત કર્યા

છે. વળી તેમણે જે અન્ત આણ્યો તેજ અન્ત મ્હારે પણ આણવો એવું વિધાન ન હોઇ શકે. અમુક કૃતિ સર્જી ત્હેનો અન્ત કેમ આણવો એ સર્જકની મનોવૃત્તિ ઉપર અવલંબે છે. છતાંએ જો દોષજ હોય તો તેનો ઇલાજ નથી. છે તેવાંથી નિર્વાહ કર્યે છૂટકો.

આ અને એવાં બીજાં કાવ્યોમાં કેટલાક શ્લોકો મ્હારા બીજા કાવ્યોમાંથી પ્રસંગોપાત્ત ઉતાર્યા છે. એકજ લેખકના અમુક શ્લોકોની યોગ્ય સ્થળે પુનરુક્તિ કરવાની રીતિ સાહિત્યમાં જાણીતી છે. ભવભૂતિએ તેમ કર્યું છે.

---

# શુદ્ધિપત્રક

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | — | હરિગીત | હરિગીત સોનેટ |
| ,, | ૮ | ભેટા | ભેટી |
| ૩૦ | — | (    ) | (૫૬) |
| ,, | ૧ | સન્ધ્યાકાળમાં | સન્ધ્યકાળમાં |
| ૩૧ | ૧૬ | ધ્યેયજ | ધ્યેય |
| ૪૪ | ૧૩ | શશિ ન | શશિન |
| ૫૪ | ૧૮ | રિત | સરિત |
| ૭૭ | ૧૨ | વાસના | વસના |
| ૯૬ | ૧૩ | જગતતું | જગતું |
| ૧૦૫ | ૧૨ | પ્રેમાદ્ર | પ્રેમાર્દ્ર |
| ૧૧૧ | ૮ | મોંથા | મોંથી |
| ૧૧૯ | ૮ | અનભવું | અનુભવું |
| ૧૨૪ | — | વસન્તલિકા | વસન્તતિલકા |
| ૧૩૦ | ૪ | કદી | કૂદી |
| ૧૬૩ | ૧૦ | ક્રોંચી | ક્રૌંચી |
| ૧૬૯ | ૧૩ | સદેવ | સદૈવ |
| ૧૭૯ | ૧૯ | પછે | પૂછે |
| ૨૩૦ | ૧૦ | સ્નોતસ્વિની | સ્રોતસ્વિની |

સોનેટ હોય ત્યાં સૉનેટ વાંચવા વિનન્તી છે.

છે. વળી તેમણે જે અન્ત આણ્યો તેજ અન્ત મ્હારે પણ આણવો એવું વિધાન ન હોઇ શકે. અમુક કૃતિ સર્જી ત્હેનો અન્ત કેમ આણવો એ સર્જકની મનોવૃત્તિ ઉપર અવલંબે છે. છતાંએ જો દોષજ હોય તો તેનો ઇલાજ નથી. છે તેવાંથી નિર્વાહ કર્યે છૂટકો.

આ અને એવાં બીજાં કાવ્યોમાં કેટલાક શ્લોકો મ્હારા બીજા કાવ્યોમાંથી પ્રસંગોપાત્ત ઉતાર્યા છે. એકજ લેખકના અમુક શ્લોકોની યોગ્ય સ્થળે પુનરુક્તિ કરવાની રીતિ સાહિત્યમાં જાણીતી છે. ભવભૂતિએ તેમ કર્યું છે.

---

# શુદ્ધિપત્રક

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | — | હરિગીત | હરિગીત સૉનેટ |
| ,, | ૮ | ભેટા | ભેટી |
| ૩૦ | — | (   ) | (૫૬) |
| ,, | ૧ | સન્ધ્યાકાળમાં | સન્ધ્યકાળમાં |
| ૩૧ | ૧૬ | ધ્યેયજ | ધ્યેય |
| ૪૪ | ૧૩ | શશિ ન | શશિન |
| ૫૪ | ૧૮ | રિત | સરિત |
| ૭૭ | ૧૨ | વાસના | વસના |
| ૯૬ | ૧૩ | જગતનું | જગનું |
| ૧૦૫ | ૧૨ | પ્રેમાદ્ર | પ્રેમાર્દ્ર |
| ૧૧૧ | ૮ | મોંથા | મોંથી |
| ૧૧૯ | ૮ | અનભવું | અનુભવું |
| ૧૨૪ | — | વસન્તલિકા | વસન્તતિલકા |
| ૧૩૦ | ૪ | કદી | કૂદી |
| ૧૬૩ | ૧૦ | ક્રોંચી | ક્રૌંચી |
| ૧૬૮ | ૧૩ | સદેવ | સદૈવ |
| ૧૭૯ | ૧૯ | પછે | પૂછે |
| ૨૩૦ | ૧૦ | સ્રોતસ્વિની | સ્રોતસ્વિની |

સોનેટ હોય ત્યાં સૉનેટ વાંચવા વિનન્તી છે.